ૐ૧૧

# પવિત્ર ગાથાવાણી.


રેવરંડ એલ. એચ. મીલ્સ,

તે પુર્વ તરફની ભાષાઓનો અમેરીકન વિદ્વાન


એમના અંગ્રેજી તરજુમા ઉપરથી

## ગુજરાતી તરજુમો.

આક્સફર્ડનાં કલારેન્દન પ્રેસના ડેલીગેટોની
ખાસ પરવાનગીથી.




ભાષાંતર કર્તા.

અએરપત મેહેરજીભાઇ પાલનજી માદન,

તે પારીસની એશ્યાતીક સોસાયતિ ઇત્યાદીનો સભાસદ, તથા
યજશ્નને, વંદિદાદ અને ખોરદેહ અવસ્તાનો ફ્રેંચ
ઉપરથી તરજુમો કરનાર.


## ભાગ પેહેલો.


મુંબઇ:

મુંબઇ સમાચાર છાપખાનામાં,

માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ છાપ્યું છે

સને ૧૮૮૯.

THE

# SACRED GÁTHÁS.

## TRANSLATED INTO GUJARÁTI

FROM

THE ENGLISH TRANSLATION OF

REVEREND L. H. MILLS

WITH THE SPECIAL PERMISSION OF THE DELEGATES OF THE CLARENDON PRESS, OXFORD.

BY

AERPAT MEHERJIBHÁI PÁLANJI MÁDAN,

MEMBER, SOCIETE ASIATIQUE, PARIS, AND AUTHOR OF A GUJARATI TRANSLATION OF THE VENDIDAD, YAÇNA AND THE KHORDEH AVESTA.

---

PART I.

---

Bombay:

PRINTED BY MANECKJI BURJORJI MINOCHERHOMJI AT THE BOMBAY SAMACHAR PRESS.

1889.

મરહુમ માનવંત

શેઠ જમશેદજી નશરવાનજી પીટીટ, જે૰ પી૰,

જેઓ જરથોશતી ધર્મના અભ્યાસને ઊત્તેજન અને
આશ્રા આપવા માટે બહુ ઊલટ ધરાવતા હતા,

તેમની

પવિત્ર યાદગારીને

આ પુસ્તક

અર્પણ કર્યું છે.

# દીબાચો.

અવસ્તાનો સર્વેથી પુરાતમ ગણાતો ભાગ ગાથાઓને નામે ઓળખાય છે. તે પેગમ્બર અશો જરથોસ્તના અને તેમના તુરતના સાગેર્દોના હાથે લખાયલા તરીકે સાબેત થયા છે. જરથોસ્તી ધર્મમાં નીતીનાં જે ફરેશતો સમાયલાં છે, તે સઘળાં આપણને આ ગાથાનાં લખાણો પુરાં પાડે છે, અને તેથી તે ઊપર ખાસ ધ્યાન આપવાની દરેક જરથોસ્તીની ફરજ છે. આ લખાણો ઘણા અસલી વખતનાં હોવાથી, તે સમજવાં બહુ મુશ્કેલ પડે છે, અને આજ સુધી તેના જે તરજુમા થયા છે તે વધતા ઓછા ખામી ભરેલા છે, એમ તે તરજુમો કરનારાઓ પણ કબુલ રાખતા આવ્યા છે. પણ છેલ્લાં ડાકટર મીલ્સ નામે એક અમેરીકન વિદ્વાને તેનો તરજુમો બાહાર પાડયો છે, તે સઘળા યુરોપયન તેમજ દેશી વિદ્વાનોમાં એકસરખી પ્રસન્નતા મેળવી શકયો છે; અને તે ઊપરથી આ ગુજરાતી તરજુમો પ્રગટ કરવામાં આવ્યો છે. વળી પોતાના તરજુમા ઊપરાંત કેટલાક મુશ્કેલ ફકરાઓના, પેહેલવી તથા સંસ્કૃત તરજુમો કરનારાઓએ કરેલા અર્થ પણ તેણે ટાંકી બતાવ્યા છે, જે મુખ્ય કરી વિદ્યાર્થીઓને અગતના થઇ પડશે. દસ વરસની લાંબી મુદત એ વિદ્વાને ખુદ ગાથાના અભ્યાસ પાછળ રોકી છે. તેની બીકટ ભાષા સમજવા માટે તેણે જેમ જબાનશનાસીના કાનુન પ્રમાણે સંસ્કૃતનો ઊપયોગ કર્યો છે, તેમ પેહેલવી તથા નેર્યોસંઘના સંસ્કૃત તરજુમાઓનો, તેમજ સામાનય રીતે જરથોસ્તી ધર્મક્રિયા અને તવારીખનો અભ્યાસ પણ સારો કર્યો છે, એમ તેના તરજુમા ઉપરથી જણાઈ આવે છે. દરેક હાના તરજુમા આગમચ દીબાચા તરીકે તે હાના દરેક ફકરાની મતલબ તેણે આપી છે. જે સાધારણ વાંચનારાઓને થોડો ઉપયોગની થઈ પડશે નહી.

# અહુનવઇતિ ગાથાનું સાંકળીઉં.



# [illegible]



## ગાથા અહુનવઇતિ.

### યજશ્નેનો હા ૨૯ મો.

ગાયોની ફરીઆદ. જરથુશ્ત્રની પેગમ્બર તરીકે થયલી નેમણુક. મદદ મેળવવાને તેણે કરેલી વિનંતી.

અહુનવઇતિ ગાથાનાં લખાણોમાં આ પ્રકરણ બીજું ગણાય છે. તો-પણ તેને મેં પેહેલું મેલ્યું છે, કારણ કે તેની આ જગા વધારે સ્વભાવીક છે. ઇશ્વરી સત્ય પ્રગટ થવાના વખતની શરૂઆત એમાં દેખાડવામાં આવેલી છે. અશો દહગાનીઓ પાસે આખરથી ગુજરાન ચલાવવાનું માત્ર સાધન તેમનાં પશુઓ હતાં, જેમના પ્રતિનિધિ દાખલ **ગાયોના આત્મા** પોતાનો આવાજ કાહાડે છે. અને એક દુખી થએલી પ્રજાની ઘણીજ જરૂરની હાજતો જાહેર કરી, **અહુર** તથા તેની **રાસ્ત હકુમત**ની ઉપમા ધરાવનાર **અષ**ને ઘણાં દુખ સાથે વિનવે છે.

૧ એક બીજી અને આગળના વખતની "પેદા થએલાંઓની ફર્યાદ"ની યાદ આપી, તે પૂછે છે કે, મને શા માટે અને કોને માટે બનાવવામાં આવી છે? અને કહે છે કે, સંકટોથી હું ઘેરાઇ ગઇ છું. મારા લુંટારા પાડોશીઓ તરફની ધાસ્તીથી તેમજ તેમના ખરેખરા હુમલાઓને લીધે નીરાંતથી ચોકસ જગાએ મારાથી ઠરીઠામ રહેવાતું નથી, અને તે કારણથી મારૂં સુખ તથા મારી હૈયાતી ધાસ્તીમાં આવી પડયાં છે; આમ કહી તેણી આ **અમેષાસ્પંદો** (અહુર તથા અષ)ને વિનવે છે કે, સુધરેલી ઢબની ખેતી કરવાના કાયદા મને શિખવો, તથા મારૂં પાળણ કર્ત્તાઓને ખેતીના ધંધામાં કાયમ કરો, કારણ જે સંકટો વિષે હું ફર્યાદ કરૂં છું, તેનો માત્ર ઇલાજ એજ છે.

૨. **રાસ્ત હકુમત**ની ઊપમા ધરાવનાર **અષને અહુર** આ પ્રમાણેનો સવાલ પૂછીને જવાબ વાળે છે કે, ગાય ઊપર જે જાસ્તી ગુજારે છે, તેને મારી હઠાવવાને માટે તમે કોને તેણીના રક્ષણ કર્ત્તા ઠરાવ્યા છે? આ સવાલ જોડે તે એવો ઇસારો કરે છે કે, તેણીને માથે કોઈ સરદાર પ્રથમથીજ નેમાવો જોઇતો હતો, કે જે તેણી સામેના સંકટો દૂર કરતે, તેણીનાં (યાને તેણીને રાખનારાં) લોકોને મક્કમપણે ખેતી કર્યા જવાની તથા આબાદને લગતાં કામોની તરબિયત આપતે, અને નાશકારક હુમલાઓ પાછા હઠાવતે.

૩. **અષ** જવાબ વાળે છે કે, તેણીનાં સંકટો અનિવાર્ય હતાં, તે દૂર કરી શકે એવો કોઈ પણ સરદાર નેમી શકાય એમ ન હતું, કારણકે કોઈ પણ શખસ એવો નથી, કે જે પોતે ગેરઇનસાફીનો હીસ્સો ધરાવવા વગરનો, અને તે સામે ઝનુનથી ગુસ્સો જાહેર નહીં કરનારો હોય. મામલો આવો હોવાનું કારણ શું છે, તેનો જવાબ હું આપી શકતો નથી. આ સવાલ, જેમાં બુરાઈનાં મૂળની, ખુલાસો ન થઇ શકે એવી, ભેદી બીના સમાએલી છે, તે કીસ્મતના સેતારાઓને ચલાવનાર અસરોનાં મૂળ સાથે સંબંધ ધરાવે છે; ધર્મ સંબંધી જે સચ્ચાઇઓ રતુ તરફથી (૩૦ માં પ્રકરણમાં જણાવી છે તેમ) પ્રગટ કરાય છે, તે આ ભેદી બીનાઓનો બની શકે એટલો જવાબ વાળશે એવી નેમ રાખવામાં આવી હતી, અને તેટલા માટે જે સઘળાઓ મોટી હીંમતનાં કામો માથે લે છે, તેઓ (તમારા) તાબેદાર અમેષાસ્પન્દ **અષ** આગળ નહીં, પણ ખુદ તમે **મજદ**ની આગળ પોતાની અરજ ગુજારે છે, કે જે (મજદ) હૈયાતી ધરાવનારાઓમાં સર્વેથી મોટો છે, અને તેજ એકલો તેમની અરજો તથા સવાલોનો જવાબ વાળવાને શક્તિવાન છે.

૪. આ વેળાએ **જરથુશ્ત્ર** હાજર હતો એમ (આ હા રચનાર) કવિ ધારે છે. તે (યાને જરથુસ્ત્ર) અત્રે વચે પડે છે અને **અષએ** (મજદની) જે ઉપાસના હમણા કરી હતી, તેને તે ટેકો આપે છે. તે એકરાર કરે છે કે, **અહુર મજદ** પોતેજ, તેણે પ્રથમ જાહેર કરેલી બીનાઓ અને આપેલા હુકમો, જે દુશ્મની ધરાવનારા દેવો તેમજ ભલાં અથવા બુરાં માણસોનાં કામોથી પાર ઉતર્યા છે, તે વિષે સર્વેથી વધારે ખબરદારી ધરાવે છે. વળી તેને માટે તે (જરથુસ્ત્ર) કહે છે કે, તે (યાને અહુરમજદ) ભવિષ્યમાં તેઓ શું કરશે તેથી પુરતો વાકેફ છે. એક અચુક ન્યાયાધીશ પેઠે ભલાં અને બુરાં વચ્ચેનો તફાવત તે બરાબર ઓળખી શકે છે, અને તે ઉપરથી ભવિષ્યનાં સંકટો અથવા બદલાનો આપણો હીસ્સો તે નિર્માન કરે છે.

૫. **અહુર** તથા **અષને** વિનંતી કરવામાં **ગાયોના આત્મા** સાથે તે સામીલ થાય છે. ભલા તથા બુરાઓ વચ્ચેનો તફાવત પીછાણી **અહુર** બુરાઓને સજાએ પોહોંચાડે છે, એવી તેની જે શક્તિ (૪ થા શ્લોકમાં) તેણે કબુલ રાખી છે, તેની રૂએ પાપીઓનો વાજબી રીતે નાશ થશે, એમ તે સમજે છે. પણ રખેને તે સજા તેના ઉપર તથા ગાયો ઉપર ઉતરે એવા પોતાને ઉપજેલા શક ઉપરથી તે અહુરને સવાલ કરે છે, તથા તેની પાસે દયા માગે છે. "આ હું તને પૂછું છું, અહુર! મને તે સાચું કહે!" એવા શબ્દો સાથે સરૂ થતા શ્લોકોવાળાં પાછળ આવતાં અસરકારક કીર્તનમાં તે જે મજબુત ખાતરી સાથે બોલે છે, તેવી ખાતરી ધરાવતો તે આ ઠેકાણે જણાતો નથી.

૬. શેવટે **અહુર**, પોતાના સવાલોની નેમ બતાવીને, તેમનો જવાબ પોતેજ વાળે છે; **રાસ્ત હકુમત** (ની ઉપમા ધરાવનાર **અષ**) સાથે પુરતી દીલસોજી ધરાવે એવો કોઈ કારોબારી સરદાર હજી શોધી કાહાડવામાં આવેલો યા શોધી કહડાયાનો સંભવ નથી, પણ હું પોતેજ એકને પસંદ કરીશ. આમ કહીને તે ગંભીરાઈથી **જરથુસ્ત્રને** તે ઓહ્દા ઉપર નેમેલો જાહેર કરેછે. અને તે બોલે છે કે, જરથુશ્ત્ર મારાં **ભલાં મન**ની ગેબી પ્રેરણાથી તથા મારા **અષને ભોમ્યા** તરીકે લેઇને અંદાજાથી રેહેનારા ઉદ્યોગી લોકોને, સાથે ભેગાં કરી, તેમના સદ્દગુણોનો પાયો કેળવણી લેવા તથા બચાવ કરવા શિખવા ઉપર નક્કી કરવાનું કામ, અત્યારસુધી થયું છે, તે કરતાં વધારે સારી રીતે બજાવશે.

૭. **અહુર, ગાયોના આત્મા** અને **રાસ્ત કારોબાર**ની ઉપમા ધરાવનાર **અષ** વચ્ચે ચાલતી વાતચીત સાંભળવા જે પ્રમાણે **જરથુશ્ત્ર** સામીલ થયો હુતો. તેજ પ્રમાણે **અષ** સિવાયના બીજા **અમેષાસ્પન્દો** અત્રે સામીલ થાય છે, અને **અહુર**એ કરેલી નેમણુક તેઓએ સાંભળી ન હોય, અથવા તેમને સમજ પડી ન હોય. તેમ સવાલ કરે છે. તેઓ કહે છે કે, **અષ**ની સાથે સમજીને **મજદ**એ અક્કલથી ભરેલો પવિત્ર કલામ જાહેર કર્યો છે. તથા **ગાયો** અને હાજતમંદો માટે ખોરાક પુરો પાડયો છે, પણ શરિર તથા મનનો નિભાવ કરવા માટેનાં ફરમાનોવાળો **માંથ્ર** લોકોમાં પ્રગટ કરી શકે એવું પુરતું **ભલું મન** ધરાવનારો કોણ છે?

૮. જાણે આ આ વાંધા નરમ પાડી નાખવા માટે **જરથુશ્ત્ર**ની નેમણુક વિષેનો પોતાનો ઠરાવ **અહુર** પાછો કહી સંભળાવે છે. ગેબીપ્રેરણાથી **જરથુશ્ત્ર** એ એકલાએજ આ ફરમાન સાંભળેલું હોવાથી, તે દુનીઆના લોકોમાં તેણેજ જાહેર કરવું. એવી ઇચ્છા તેણે (**અહુર**એ) બતાવી, તે જાહેર કરવાની તેને સત્તા આપી. તથા તે જે બોલે તે એક સત્તા દાખલ કબુલ રખાય એવો તેને દરજ્જો કરી આપ્યો.

૯. પણ તેટલામાં એક ન ધારેલી મુશ્કેલી ઉભી થઇ. **ગાયોના આત્મા** ઉપર તેણીના રક્ષણકર્તા દાખલ ચુંટી કહાડએલા શખ્સના દેખાવથી કશી અસર થઇ નહીં. અવસ્તાના બીજા ભાગોમાં જેમ **જરથુશ્ત્ર**ને એક અર્ધા ફરેસ્તા તરીકે લેખવામાં આવ્યોછે, તેમ ગણવાને બદલે, તેના સુખનોને એક નામર્દ શખ્સના અવાજ સરખા તેણી લેખે છે, અને જણાવે છે કે, મેં તો પાદશાહના જેવા દરજ્જા તથા ગુણો ધરાવનારા અને પોતાની બાહેંશી અમલમાં મેલી શકે એવા સરદાર મેળવવાની વકી રાખી હતી; વળી અમેષાસ્પન્દો જાણે સાતમાં શ્લોકમાં તેઓએ પુછેલો અથવા **જરથુશ્ત્ર** તરફ તીરસ્કાર બતાવવાનેજ અર્થે સવાલ પુછયો હોય તેમ, તેણીસાથે સામીલ થઇને પૂછે છે કે, એક ખરેખરો બળવંત મદદગાર કયારે પુરો પાડવામાં આવશે?

૧૦. આવો થંડો આવકાર મળવાથી મુદલ બીહીવા વિના **જરથુશ્ત્ર** તુરતજ ધર્મગુરૂ અને પેગમ્બર તરીકેના પોતાના ઓહદા ઉપર દાખલ થાએછે, તથા દુનીઆના લોકો તરફથી **અહુર**ની વિનંતી કરે છે. **ક્ષથ્ર, અષ** અને **વોહુમનો** અમેષાસ્પન્દોનાં નામોનો અર્થ પિછાનીને **અહુર**ને તે અરજ કરે છે કે, લોકોને તેમનાં સંકટોમાંથી ઉગારવાને **રાસ્ત હકુમત**વાળો પાદશાહ આપવો; તથા દુઃખી થયલા લોકો તરફથી **ગાયોના આત્મા**એ પોતાની ફરયાદ

રજુ કરતાં જે શાંતી અને સુખ મેળવવાની ખાહેશ બતાવી હતી, તે તેમને આપવાં. આ અરજ કરતી વખતે તે મજબુત ભરૂસા સાથે જણાવે છે કે, સુખનો પ્રથમ માલેક અને તે બક્ષીસ આપનાર **દેવો નહીં** પણ **અહુર** છે.

૧૧. તે પછી, સઘલાં સાધનો તુરતને તુરત મેળવવાને તે આતુર થયો હોય તેમ, તે **રાસ્ત હકુમત, પાદશાહી સત્તા** અને **અહુરનું ભલું મન,** ગાયોના આત્માએ જેમની તરફથી અરજ ગુજારી હતી, તેમને માટે મેળવવાની વિનંતી કરે છે, એટલુંજ નહીં પણ તે ક્યારે મળશે તેની પુછપરછ ચલાવે છે; અહુરને તે કાલાવાલા કરે છે કે, જે મોટું કામ મેં માથે લીધું છે, તેને ખાતર મને તથા મારા સાથીઓને ઘણી મોટી મદદ આપવી.

(અજબ છે કે, આ હામાં **આરમઇતિનું** નામ એક પણ વખત જણાવવામાં આવ્યું નથી.)

**તરજુમો.**

( નેમાજ હોજો તમને, ઓ પવિત્ર ગાથાઓ !)

૧ તમને ( ઓ અહુર તથા અષ ! ) ગાયો ( એટલે અમારાં પવિત્ર ગાય ઢોર તથા અશો લોકો ) ના આત્માએ મોટા અવાજે બુમો પાડી કહયું : કોને માટે તમે મને પેદા કરી છે, અને તમે કોની પાસે[1] મારો ઘાટ ઘડાવયો ? ઝનુની ( અએષ્મના ) તથા જાસ્તી ગુજારનારા સત્તાવાળાઓના હુમલા, વેરાન્યત, તુંદાઇ અને ( ચોર લોકોનાં )[2] બળના ફટકા મારી ઉપર પડે છે. તમારા સિવાય મને ઘાસચારો આપનાર[3] બીજો કોઇ નથી, એટલા માટે ( સુખ મેળવવાનું મારૂં માત્ર સાધન જે ) ખેતરો ( છે તે ) માટે સારી ( ખેતી ) મને શિખવો.

---

૧. "કે મા તપટ" શબ્દોનો અર્થ આહીં એજ થઇ શકે. પેહેલવી તરજુમો કરનારે કદાચ "કે" ને બદલે "કદ્માઇ" વાંચ્યો હશે. તે આનો અર્થ "વલ મૂન લિ તુક્ષીદ્ ( ? ) હોમાનમ્" કરે છે.

૨. અથવા પેહેલવી તરજુમો કરનારની જોડે 'તવીશચ્યા' ને બદલે "તાયુરચ્યા" (લુંટ ?) શબ્દ વાંચવો; હાથનાં લખાણોમાં "યુ" અને "વિ" અક્ષરો લગભગ એકસરખા લાગે છે.

૩. મારા સાંભલવા પ્રમાણે કેટલાંક લખાણોમાં "વસ્તા" શબ્દ મળ્યો છે. હાઉગને મળેલી એક ફારસિ નકલમાં પેહેલવી અક્ષરે "વાસ્તીરીદાર" (વાસ્તરીદાર ?) શબ્દ મળે છે, જે "વસ્તા" નો જે અર્થ અત્રે આપ્યો છે, તે સાથે મળતો થાય છે.

**અહુર બોલે છે.**

૨. આ ઊપરથી ગાયો ( પવિત્ર ગાય ઢોરો )ના પેદા કરનારે[1] અષને પૂછ્યું: તેં જ્યારે ગાયને બનાવી ત્યારે ( તેણીનાં સઘલાં કીસ્મત ઉપર ) સરદારી ભોગવે એવો તેણીનો રખેવાલ તારાથી કેવી રીતે નેમાયો હતો ? તેણીને માટે ઘાસચારા જોડે હુંનરમંદ તેમજ ચાલાક ભર્વાદ ( કેવી રીતે તમે મેળવ્યો હતો ) ? તમે કોને તેણીની (જીંદગાના) સરદાર તરીકે પસંદ કર્યો છે,[2] કે જે બુરાઓ તરફના ધસારાઓ[3] પાછા હઠાવે?

**અષ જવાબ દે છે.**

૩ તેને (યાને અહુરને) (અષએ) પોતાની પવિત્રાઈથી[4] જવાબ વાળ્યો. (અમને મોટો ગુંચવાડો ઊપજયો હતો); (તેમના ધસારાઓ) મારી હઠાડવાને શકિતવાન[5] હોય અને પોતે દ્વેષથી ખાલી હોય એવો સરદાર (અમારાથી મેલવો શકાતો નથી); આવા પ્રકારની ચીજોમાં તે ચીજો

---

૧. અથવા "કયો મુકિત આપનાર સરદાર" અર્થ કરી તેને આગળી લાઇનમાંના "દાતા" શબ્દનો કર્મ ગણવો; પેહેલવી તરજુમો કરનાર પણ તેનો અર્થ "મૂન્ અવો પવન્ નદૂકીહ્ બૂદાહ્" કરે છે. "ઇશ્તા" શબ્દ આહીં માત્ર ક્રિયાવાચક રૂપમાં મળે છે.

૨. હાઉગ પાછલથી દંતકથાને અનુસરીને આ શબ્દનો અર્થ 'બલદને કાપનાર (જખમી કરનાર)' કર્યો છે, તે સાથે હું મળતો થઈ શકતો નથી. સ્પીગલ કે મુરતી પાછલા જમાનાની દંતકથાનો એટલી હદ સુધી ઉપયોગ કરતા નથી(જુઓ યજશ્નેનો હા ૩૧ મો ફકરો ૯ મો અને હા ૪૬ મો ફકરો ૯ મો).

૩. પેહેલવીમાં "અએશ્મો અનાએર્ જનિરનો" મળે છે.

૪. અથવા "અષા"ને બદલે "અષેમ" વાંચો. પેહેલવીમાં "અષવહિશ્તો પાસુખ્વો ગૂફત્" મળે છે. ગાથામાં સંબોધન વિભકિતને કર્તા વિભકિત દાખલ લેવાને હું મુદ્દલ ખુશી નથી.

૫ " સર-જન્ " સાથે " વૅરેથ્રજન " સરખાવો. પેહેલવીમાં " તનૂ સર્દારીહ્" મળે છે.

(અમારા જેવાઓને) માલમ પડવાની નથી, કે જેઓ (ઇશ્વરની મેહેરબાની અને ઇચ્છા પ્રગટ કરનારા[1]) બુલંદ આતશની[2] નજદીક પોંહોંચનારી (અને તેને ગતિ આપનારી) અસરો છે.

હૈયાતી ધરાવનારાઓમાં તે સર્વેથી બળવંત છે, કે જેની નજદીક જેઓએ[3] પોતાનાં કામ કર્યાં હોય છે, તેઓ આરાધના સાથે પોહોંચે છે. [ તેને (આરાધના) માગવાની કશી જરૂર હોતી નથી ! ]

જરથુશ્ત્ર અહીં વચ્ચે આવે છે.[4]

૪. મોટો પેદા કરનાર (પોતેજ) જે સુખનો (તેણે) કહેલા હતા, અને જે દેવો[5] તથા (ભલાં અને બુરાં) માણસોનાં કામોથી અત્યાર સુધીમાં પાર પડયા છે, તથા જે હવે પછી તેમનાથી પાર ઉતરશે તે વિષે સર્વેથી વધારે ખબરદારી ધરાવે છે. તે (યાને) અહુર ખરૂં ખોટું બરાબર પીછાણી શકનાર ન્યાયાધીશ છે; એટલા માટે તે અમારે માટે[6] જે ઇચ્છે તે થાઓ !

---

૧. જુઓ હા ૩૦મો ફકરો ૧લો: "વા રઓચેબીશ દરેસતા ઉર્વાઝ્."

૨. પેહેલવીમાં "રોપનો ઈરાસ્તો" મળે છે.

૩. પેહેલવીનાં ત્રીજા પુરૂષમાં આ શબ્દ મળે છે; અને "કૅરૅદુષા"ને ઘણીજ સેહેલાઇથી પેહેલી અનેક વચનમાં સમજાવી શકાય. જો એમ નહીં લેઇએ તો " જેની કને હું કામ કરતો અને આરાધના કરતો અવીશ " એવો અર્થ થઇ શકે.

૪. અહીંથી એક અથવા વધુ શ્લોકો નીકળી ગયા હોય.

૫. " દએવાઇશ " શબ્દનો અર્થ દેવોની આરાધના કરનારાઓ, વખાણવા જોગ થઈ પડે, કારણ કે તે વધારે સામાન્ય અને તેટલા માટે વધારે સલામતી ભરેલો છે, પણ "મષ્યાઇશ્ચ" શબ્દ અંદર વપરાવાને લીધે તે અર્થ લેવાઈ શકાતો નથી. એટલા માટે આપણને તેનો બીજો અર્થ લેવો પડે છે. દેવોનાં કામોથી અને નહીં કે માત્ર દેવોને આરાધનાઓના કામોથી શુ બન્યું હતું, તેની અહુર ખબરદારી ધરાવે છે. આ શબ્દ કરણ વિભક્તિમાંથી ફેરવાવો જોઇએ છે.

૬. અમારે માટે એટલે અમો માનવીઓ માટે, અને અલબતાં અમેષાસ્પન્દો માટે નહીં.

૫. એટલા માટે અમે બંને—મારો આત્મા[1] તથા ગાય માતા[2]નો (આત્મા), બંને દુનીઆનું સુખ હાંસલ કરવા માટે, અહુરને વીનંતી કરતાં હાથો લાંબા કરીને અરજ કર્યે છીયે, જે વેળાએ તે મોટા પેદા કરનારને[3] અમને (ઊપજતા) શક[4] વિષે સવાલ કર્યે છીયે; (અને તે અમને જરૂર જવાબ આપશે).

(અમે તમને અરજ કર્યે છિએ કે,) પાપી માણસો જોડે અશોઇથી રેહેનાર શખ્સનો તથા જમીન ખેડનાર ઉદ્યોગી શખ્સનો નાશ[5] થાય નહીં !

અહુર.

૬. મોટો પેદા કરનાર, પોતાનીજ પ્રેરણા બુદ્ધિથી[6] ભેદી બંદગી[7] સમજી શકનાર સાહેબ (અહુર) આ પ્રમાણે બોલ્યો: આ

---

૧. આ શબ્દ ચોકસપણે પુરવાર કરે છે કે અહીં તેમજ આગળા શ્લોકમાં કોઈ માણસજ બોલે છે; અપનો આત્મા અલબતાં હોઇ શકેજ નહીં.

૨. "અજયાઓ"ને કેટલાક ધાતુ "જન" ઉપરથી નીકલેલો ગણે છે. જે ઉપરથી તો તેનો અર્થ હાંકવા લાયકની-ગાડીમાં જોડવા લાયકની યાને ઉપયોગમાં આવી શકે એવી ઉપયોગી ગાય થાય છે. ચોક્સ ઊંમરની ગાય એવા સામાન્ય અર્થે વંદીદાદમાં વપરાતો શબ્દ, પુરાતમ ગાથામાં અહીં વીશેષણ દાખલ વપરાયલા આ શબ્દ ઉપરથી નીકળ્યો હશે.

૩. "મજદાઓ" અને મેધા શબ્દોને એક સરખા ગણનારાઓ માટે મજબુત સાબેતીનો ફકરો આ ગણાય છે. "શક ઊપજે તે વેળાએ ડહાપણને સવાલ કરવો" આ અર્થ દેખીતો ઘણોજ સારો લાગે છે; પણ હું આ સરખામણી કબુલ રાખતો નથી.

૪. પેહેલવીમાં "પવન ગુમાનીકીહ હમપૂરસાની" મળે છે; "દ્વઇદી"નો ધાતુ "દી".

૫. પેહેલવીમાં "અવાસીનિશ્નીહ," છે; પણ બીજે ઠેકાણે "ફ્રજયાઇતિશ"નો અર્થ "ચાલુ જીંદગી" સારી રીતે થઇ શકે.

૬. અચોકસ છે. પેહેલવીમાં "ભેદ સમજી જવાની શક્તિ" એવો અર્થ મળે છે.

૭. પેહેલવીમાં "વિષપિશ્નો" શબ્દ છે, જે અહીં વધારે સારો અર્થ આપે છે; જુઓ યજશ્નેનો હા ૪૮મો ફકરો ૯મો. અહીં આપણે ઊપર જણાવેલા અર્થને બદલે "દુર કરવા જોગ આફત પીછાણનાર," વાંચી શકયે.

પ્રમાણે અમારે માટે (અમે અમેષાસ્પન્દો તરફથી) કોઇ ઇશ્વરી જ્ઞાન ધરાવનાર વડો કે અષ સાથે દોલસેઓ ધરાવનાર તથા (તેનીજ લાગણીવાળો) નેમાયલો સરદાર (ખેડુતો માટે) શોધાયો નથી; એટલા માટે જમીન ખેડનાર ઉદ્યોગી શખ્સના (એવા વડા તરીકે) તને[1] મેં ઠરાવ્યો છે!

## અમેષાસ્પન્દો બોલે છે.

૭. મજદએ અક્કલને અનુસરતો ઇશ્વરી કલામ ઊત્પંન કર્યો છે, જે (ક્રિયાની ભેટો માટે) ફળવંતપણાનો (ફળવંત જમીન કેમ કરવી તે શિખવનારો) માંથ્ર છે, અષ આ કામમાં તેની (મજદની) જોડે મળતા થયો હતો. ગાયો માટે તથા ખાનારાઓ[2] માટે તે વૃદ્ધિ કરનારે પોતાના (મૂકિત અપાવનારાં) ફર્માનથી ખોરાક તૈયાર કર્યો છે; પણ તેં કોને ભલું મન બક્ષ્યું છે, કે જે મોહોડે બોલીને માનવીઓને તે (ફર્માનો) જાહેર કરી શકે?[3]

---

૧. આ જતાવે છે કે, આગળા શ્લોકોમાં બોલનાર જરથુશ્ત્ર હતો.

૨. કેટલાક લખનારાઓ પેહેલવી તરજુમાને કબુલ રાખી બેકાયદે "ખરૂપએઇબ્યો" વાંચે છે.

૩. નેર્યોસંઘ દસ્તુરનો તરજુમો અત્રે મેં આપ્યો છે; તેનું કારણ એટલુંજ નથી કે તે જાણવાજોગ છે, પણ ખરાં અનુમાન ઊપર આવવા માટે પેહેલવી જોડે તે પણ અગતનો છે. તેનો તરજુમો આ પ્રમાણે થઇ શકે; વાંચનારે તેને એક નમુના તરીકે લેખવો, પણ ખાસ પસંદગીને ને લાયકનો તે કોઇ રીતે નથી. "આઝુતોઇશ્" તથા "મરેતએઇબ્યો" શબ્દોના સંબંધમાં તેને તથા પેહેલવી તરજુમો કરનારને જુદાં જુદાં લખાણો મળ્યાં હતાં. બીજે ઠેકાણે આ બંને શબ્દોનો અર્થ "ચરબીહ" અને "અનશુતાઆંત્" નેર્યોસંઘે કર્યો છે: "માંથ્રની આ મોટાઈ ઇશ્વરે પોતાના જોડયા કામ કરનાર તરીકે અશોઇની સાથે મળીને ઊત્પંન કરી [ ]. તે સર્વેથી મોટો દાના, ખાનારાઓને માટે ગોસ્પંદોના ટોળાં ખુલ્લાં મેળે છે; તથા સારી રીતે ભણેલા વિદ્વાનો આગળ વળી તે પેલા મોટી બીના ખુલ્લા કરે છે. તારો કોણ છે, કે જે ઉત્તમ મનની બક્ષીસ ધરાવનારો થઇને, અભ્યાસ પાછળ રોકાયલાઓને તે બંને ચીજો મોહોડેથી આપે છે (શિખવે છે)?" એક અસલી વખતનોતરજુમો બોલે-

### અહુર.

૮. આ માણસ, જરથુશ્ત્ર સ્પિતમ, અહીં મારે માટે મળ્યો છે, કે જેણે એકલાએ[1] અમારાં ફર્માનો સાંભળ્યાં છે. અમારી મેહેરબાનીનાં મહાભારત અને સંપૂર્ણ કામો અમારે માટે (યાને હું) મજદ તથા અપને માટે (યાને તરફ્યી લોકોને) જાહેર કરવાની ઇચ્છા તે ધરાવે છે. એટલા માટે હું તેને સારૂં રેહેથાન તથા દેખાવદાર (મોભાવાળી) જગા આપીશ.[3]

### ગેઉશ ઉર્વન (ગાયોનો આત્મા).

૯. આ ઉપરથી ગાયોનો આત્મા અફસોસ કરવા લાગ્યો (અને બોલ્યો: હું દુઃખમાં પડ્યો છું) કારણકે મારા જખમમાં (યાને જખમ રૂઝાવવા માટે), પોતાની ઇચ્છા અમલમાં મળવાને અશક્ત એવો સરદાર, એક નબલા અને અશક્ત માણસનો અવાજ (મને મળ્યો છે), તો જેન કે હું તો પોતાની ઇચ્છા ઉપર સરદારી ધરાવી શકે એવો, (અને પાદ-

---

શાહ મેળવવાની વકી રાખવી ગેરવાજબી છે. (ધાતુ સંબંધી ચુકો કાંઈ ચુકો નથી, પણ તે બતાવે છે કે જુદી જુદી નકલોમાંના લખાણોમાં તફાવત હતો. એમ વારેઘડીએ બને છે; અને કેહેવાની જરૂર નથી કે, એવી કહેવાતી ભુલો ઉપરથીજ અસલ લખાણ સારી હાલતમાં લાવવાનો ઉપાય મળી શકે છે.

૧. ૬ ઠા શ્લોકમાં પોતે કહેલું અહીં પાછું કહે છે. ૬ ઠામાં જે "અએવા" શબ્દ છે, તે ઉપરથી અહીં પણ "અએવા" (યે ન અએવા) વાંચવાનું કોઈને મન થાય, પણ પેહેલવી તરજુમો કરનાર આગળ જે અસલ નકલ હતી, તેમા "અએવા"="અદૂક" શબ્દ હતો. "અએતુના" અને "અદૂક" તેમાં અકસ્માત આવ્યા હોય એમ ધારી શકાય નહીં.

૨. પેહેલવી તરજુમો કરનાર એજ અર્થ કરે છે; તેના "હુંદમૂનીહ" શબ્દ ઉપરથી ધાતુ મળે છે.

૩. ફાર્સી નકલ પ્રમાણે સુધારોને વાંચતાં પેહેલવી તરજુમાનો તરજુમો નીચે પ્રમાણે થઈ શકે: "આ બક્ષીસ મેં મેળવી [ ]. કારણ કે આ પુરૂષ-જરથુસ્ત્ર સ્પિતામાન તે છે, કે જે અમારૂં શિખવેલું સાંભળતો હતો. અમે અહુરમજદ માટે અને અહરાયીહ માટે તેની ખાહેશ છે [એટલે કે સંપૂર્ણતાથી બજાવેલી ફરજ અને ભલાં કામોની તે ખાહેશ

શાહી દરજજાવાળાની માફક પોતાનો ખાહેશ અમલમાં મેલી શકે એવો) મેળવવા ઇચ્છું છું.[1]

**અમેષાસ્પન્દો.** [2]

તે કે જે તેણીને[2] જોરાવર હાથનો મદદ આપી શકે, તે કયારે થશે ( યાને કયારે દેખાવ આપશે ) ?

**જરથુસ્ત્ર.**[3]

૧૦ ઓ અહુર ! તમે તથા ઓ અશોઈ ! તું આ ( અમારા સાગેર્દો) ને (તેઓને જે ભયંકર નાશ ખમવો પડે છે તેની સામે)[4] ખુશાલી અને સુલેહ ભરી રામશનીવાલું રેહેથાન તથા શાંતી આપનારૂં સુખ આપી શકાય એવી ભલાં મનથી (મુકરર થયલી ઇશ્વરને લગતી) પાદશાહી સત્તા આપો, કારણ કે, ઓ મોટા પેદા કરનાર ! આ ચીજો પ્રથમ તું ધરાવે છે, એમ હું હંમેશ ધારતો આવ્યો છું.[5]

---

રાખે છે]. વળી તે એક ઇલાજ કરવો જણાવે છે, [એટલે કે દુનીઆમાંનજની સામે ઇલાજ કરવાનું તે જાહેર કરે છે]; જે બોલવા માટે, પવિત્રાઇનો જે સુખન તે બોલે છે તે માટે, તેઓ તેને ભલું રેહેથાન આપે છે [ ]. (શરેહ ઘણીવાર વાછરજથી લખાયલી અને ભુલ ભરી હોય છે. કેટલીકવાર વળી અસલ લખાણ નકામું જેવું ઠરે છે, અને શરેહમાં સરચાઇ જોવામાં આવે છે. જે શરેહ અગતની હોતી નથી તે હું અહીં ટાંકતો નથી.)

૧. બીજા પેગમ્બરોની મીસાલે જરથુસ્ત્ર કેટલીકવાર પોતાના સ્વદેશીઓ તરફથી થોડુંજ માન પામતો હતો, તે ગાથાના આત્માના ઊપર પ્રમાણેના અવાજથી માલમ પડેછે. (જુઓ વલી યજશ્નેનો હા ૪૬મા ફકરો ૧લો.)

૨. અથવા કદાચ "હોઇ"ને સ્વવાચક સર્વનામ ગણી તેને મની માફક પેહેલા પુરૂષમાં લેઇ શકાય. જો તેમ હોય તો આ ફકરો પણ ગેઉશ-ઉર્વનજ બોલતું હોવું જોઇએ.

૩. જરથુસ્ત્ર, **રતુ** અથવા રતુની બદલી કામ કરનાર તરીકેની પોતાની નેમણુક કબુલ રાખીને, પોતાની દેખરેખ હેઠલ મેલાયલા દુખી થતા લોકો તરફથી તુરતજ મદદ મેળવવાની બંદગી કરે છે.

૪. જુઓ શ્લોક ૧લો, જેમાં દેખાડેલાં સંકટો વીશે ઘડી ઘડી અહીં ઈશારો કર્યો છે, તથા તે સામે મદદ માગવામાં આવી છે.

૫. પેહલવી તરજુમો, તેમાંની શરેહ કાહાડી નાખતાં, નીચે પ્રમાણે જોવામાં આવે છેઃ ઓ અઊહરમજદ, અષવહિશ્ત અને ક્ષત્રવેર ! તમે અમને

૧૧ ઓ મોટા પેદા કરનાર, હૈયાત સાહેબ! ( મારાં કામ અને ધર્મનો ફેલાવો કરવા માટેનું કૌવત મને આપવા માટે) મારી આગળ, ઉત્તમ અશોઇ, (ઇશ્વરને લગતું) ભલું મન ( તથા તેની ) પાદશાહી સત્તા કયારે ઊતાવળ કરતાં [1](આવશે) ? (કારણ કે તે વિના મારૂં કામ હું માથે લેઇ તથા આગળ વધારી શકું નહીં.) માટે અમારાં આ મોટાં કામને ખાતર તમે હમણાજ તમારી મદદ અમારે માટે મોટા જથામાં [2] ઠરાવો. તમારા આ બરોબરયાઓ [3] (તમારા સલાહકારો અને નોકરો)ની રેહેમ બક્ષીસોના (ભાગીદારો) અમે થઇએ [4] !

---

મદદ આપો ! તેમજ વળી વોહુમન, (તમે પણ તે આપો તમે કે) જેઓ તેને રામશનીવાળું રેહેઠાન તથા ખુશાલી બક્ષો છો. હું વળી ધારૂં છું કે, આ ચીજ પેહેલે તારી કનેથીજ મેળવી તથા હાંસલ કરી શકાય છે. (શરેહમાં મોટેજ તફાવત છે; પણ "વહ્મન"નો અર્થ " અહ્મા " પ્રમાણેજ થવો જોઇએ. )

૧. પેહેલવી તરજુમા ઊપરથી આ અર્થ દીસે છે; બીજી રીતે "મામષા"=(ધર્મનો ફેલાવો કરવા માટેનું મારૂં કામ પાર ઉતારવા) હું ઉતાવલે જાવું છું.

૨. પેહેલવીમાં "કમેદ" શબ્દ છે.

૩. ઊપર કહેલા અમેષાસ્પંદો, જેમની સાથે મળીને અહુર પોતાના લોકો ઊપર હકુમત ચલાવી તેમને સુખ બક્ષે છે. (બાર્થોલોમાએ સાથે અટકળમાં મળતો થઇને હું ધારૂં છું કે ) "અહ્મા" શબ્દનો અર્થ પુરતી રીતે પેહેલવી "લન્મન્" શબ્દથી દેખાય છે. તૃત્યા વિભક્તિનો "એહ્મા" કબુલ રાખી શકાય તે શકમંદ છે. જો તેને કાયમ રાખવામાં આવે તો "ઇશ્તમ્" ગુપ્ત હોવો જોઇએ, અથવા તો તૃત્યા વિભક્તિને ષષ્ઠી વિભક્તિ દાખલ લખવો જોઇએ. લખેલી નકલમાં "અહ્મા" મળતો નથી, પણ "અંહામા" કરતાં તે વધારે સારો છે, કારણકે તે તેને વધારે લગભગ મલતો છે.

૪. એક અપક્ષપાત નમુના દાખલ નેર્યોસંઘનો તરજુમો હું આ પ્રમાણે કરૂં છું: તે બક્ષીસ મને કયાંથી મળશે, (તે બક્ષીસ કે જે) અષવહિશ્ત, ગ્વહમન, અને સહરૅવર [એટલે કે પવિત્રાઇ, ઊત્તમ મન અને પાદશાહી છે, આ રીતે મને જે બદલો મળશે તેની જગા કયાં છે ? ]

આ ઠેકાણે તરજુમો એક ભુલથી ગુંચવાડામાં પડે છે, કે જે ભુલ જાણવાજોગ તેમજ ધડો આપનારી છે, કારણકે શરેહમાં નેર્યોસંઘે તે બીજી રીતે

# યજશ્નેનો હા ૨૮ મો.

## મુખ્ય કરી ઈશ્વરી બક્ષેસ તથા સચ્ચાઈના સુખનો જાણવા માટેની બંદગીઓ.

૨. જરથુશ્ત્ર પોતાના ઓહ્દાનાં કામો ઊપર દાખલ થવા પછી (જુઓ હા ૨૯ મો, ફકરો ૧૧ મો), પોતાના કેટલાક વધારે નામીચા સાથીઓના વપરાસ માટે, અને કદાચ (પણ તે કાંઈ બેસ્ચીતજ નથી) ધર્મના ફેલાવા માટેની તમામ કોશેશની પ્રથમ આગેવાની કરનારને માટે, એક બંદગી જોઉં છે. (જુઓ ગાથામાં જુદે જુદે ઠેકાણે મળતા શબ્દો "જરથુશ્ત્રને અને અમને," "વીશ્તાસ્પને અને મને" "ફ્રષઓશ્ત્રને અને મને.") આ ભણનાર તરીકે ગમે તેને ઠરાવવાની નેમ રાખી હોય; પણ આટલું ખુલ્લું જણાય છે કે, તેને એક લાયક જગાએ ધર્મગુરૂ તરીકે **અહુર** અથવા **તેના આતશ** સનમુખ હાથ લાંબા કરીને ઊભો રહી, બીનસ્વાર્થી નેમથી, તથા ગાયોનો આત્મા જેનું નિવારણ કરવા અર્થે જરથુશ્ત્રની તુરતનીજ નેમણુક થઈ હતી (જુઓ હા ૨૯, ફકરા ૧, ૬, ૮), તેની દલગીરી શાંત કરવા માટે, મિનોઈ બક્ષિસો મેળવવાની વિનંતી કરતો અહીં ચીતાર્યો છે.

---

વાંચીને સુધારી છે. ગાથાના "પઇતિ-જાનત" શબ્દને બદલે તેના પેહેલવી અર્થ "પાડદહિશ્નીનેડ"ને અસલ શબ્દ ગણી તેનો તેણે અર્થ કર્યો હતો. આ પેહેલવી આકાર બીજો પુરૂષ અનેક વચનમાં છે, એમ તે પ્રથમ માની શકયો નહતો. પેહેલવી શરેહ કરનારે તેને ત્રિજો પુરૂષ એક વચનમાં લીધો હોય તે સંભવીત છે. નેર્યોસંઘ ગુંચવાઇને તે ઊપરથી તેનો બોલીબોલ તરજુમો નીચે પ્રમાણે કરેછેઃ-ઓ "તમે મોટા દાના! સર્વેથી મોટી સરફરાજી મારફતે વધારે સારી રીતે (તે પવિત્ર કામ) રજુ થાય છે અથવા દેખાવ આપે છે." પણ શરેહમાં પેહેલવી "પાડાદહિશ્નો વાદૂન્યેન્"ને આજ્ઞાર્થ કાળમાં વાંચી, તે પોતાની ભુલ સુધારે છે. શરેહમાં તે આ પ્રમાણે અર્થ કરે છેઃ [તે કાંઇપણ દાઘ વિનાની સરફરાજી (નહીં દોષ દેઈ શકાય એવાં કામ)થી બદલો ઠરાવો]: તે પછી આગળ વધીને તે તરજુમો કરે છે કે, "અહીં, ઓ સાહેબ તે બક્ષીસ છે (જે) અમારી (છે) અને (જે) તારી તરફથી અમારી કને (આવે છે.)"

૩. તે, તેના જણાવવા પ્રમાણે **ભલાં મનની** મિનોઇ બશારતથી, **અહુરમજદ**ની નજદીક પોહોંચે છે, અને આ ફાંની તેમજ મિનોઇ જીંદગી માટે અશોઇથી મળતું ગ્નાન તથા ફાયદા મેળવવાની અરજ કરે છે, કે જેથી અમેષાસ્પંદની ઉપમા ધરાવનાર **અષ** લાયક થયલાઓને બેહેશ્તી લોકોના જેવી હાલતમાં મેલે.

૪. જેમ વેદમાં દેવતાઓને વિનવવામાં આવે છે કે, તેઓએ આવીને અરજદારને ભકિતનાં કામમાં મદદ કરવી, કારણકે મુકિત મેળવવા માટેનો એકલો ઉપાય તેજ છે, તેમ આ ફકરામાં **અશોઈ (અષ), ભલાં મન (વોહુ મનંહ), ક્ષથ્ર** (ઇશ્વરની આપેલી પાદશાહી હકુમત), **આરમઈતિ** (દીનદારોના આત્માની પાકીજગી)ને મદદ માટે વિનવવામાં આવે છે. અને જેમ વારેઘડયે બંદગીમાં જોવામાં આવે છે તેમ, **અમેષાસ્પંદોનું** સ્વત્વ તેમાં મજબુતીથી માલમ પડી આવે છે.

૫. ભણનાર ધણી પોતાનો આત્મા જાણે ઇશ્વરને અર્પણ કરી ચુકયો હોય, અને અહુરમજદએ ઠરાવેલી પવીત્ર ક્રિયાઓ તથા નીતીના કાનુનો અમલમાં મેલવાથી મલતાં સુખ તથા બદલાનો ખરેખરો અનુભવ મેલવ્યો હોય, તેમ કહે છે કે, જ્યાં સુધી મારા હાથમાં સત્તા રહેશે ત્યાં સુધી, ધર્મના ફેલાવા માટેનીજ એકલી ખાહેશથી, તે શિખવવાની કોશેશ કરતો હું રહીશ.

૬. ઘણાજ આતુર અને ઊંડા ભકિતભાવથી તથા મોટા ઉમંગ સાથે બોલતાં, **અશોઈ** જાણે એક પુરૂષ હોય તેમ તેને તે પુછે છે કે,હું તને કયારે જોઇશ, ઇશ્વરનાં **ભલાં મન**થી, અને સઘલાં ઉપરાંત અહુરની નજદીક પોહોંચવાનો માર્ગ બતાવનારી **તાબેદારી**થી હું પુરતો વાકેફ કયારે થઇશ ? પણ જો કે તે આ બુલંદ મતલબ ધરાવનારાં ભાવવાચ્ય નામોને જાણે તેઓ પુરૂષો હોય તેમ બોલાવે છે, તોપણ તેમનો ખરો અર્થ મનની હાલત અને માણસના ગુણો બતાવે છે, એમ તે જાણતો ન હતો, એમ ધારવું અશકય છે: (તેની બોલવાની મતલબ એવી દીસે છે કે,) ઓ તું ઇશ્વરી અંશ ધરાવનારી અશોઇ ! મારા તેમજ જે લોકોને અહુરએ મારા હવાલામાં સોંપ્યા છે તેમના આત્મામાં તું હાજર હોય, તેમ તને હું ક્યારે જોઇશ ? ઇશ્વરી અંશ ધરાવનારૂં ભલું મન મારા યજમાનોની ખા રયત સાથે ભળી ગયલું હું કયારે જાણીશ ? અમારા ઘણીજ બક્ષીસ કરનાર-અહુરને પોહોંચવાનો જે એકજ માર્ગ છે તે હું કયારે જાણીશ ? તે માર્ગ કાંઇ કલ્પિત "ફરેસ્તો" સ્રઓષ નહીં, પણ તેનો ખરેખરો અર્થ જે "અહુર-

નો તાબેદારી કરવાનો" તે છે. આમાં જે ઊંડી ધર્મ લાગણીનો અથવા ભક્તિ ભાવનો સમાવેશ થયલો છે, તે કરતાં વધારે ઉંડાણ જઈ શકાવાનું નથી. તે પછી તે પોતાની આ બુલંદીથી એકદમ નીચે આવીને, (ત્રીજી લાઇનિ આ. પણને મળી છે તેજ હાલતમાં તેણે રચી હોય તો.) બોલી ઉઠે છે કે, માંથ્ર (મંત્ર) જેવી બંદગીથી, અમારી પવિત્રાઇને ખરાબ કરનાર અથવા અમારી જીંદગીને જોખમમાં નાખનાર અપવિત્ર પ્રાણીઓ તથા હેવાનોને, અમે ઘણાંજ કૌવત સાથે મારી હઠાવી શકયે છીયે,' જે બીના બતાવે છે કે, હંમેશની માફક તે વખતે પણ સૌથી સાચા ભક્તિભાવની જોડેજોડ વેહેમ પોતાનો ટકાવ કરી શકતો હતો.

૭. તુરતજ પોતાને પ્રગટ થયલી આ સચ્ચાઈ વિષે ઇસારો કરતાં, તે અહુરને એકવાર ફરીથી વિનવે છે કે, તમારાં **ભલાં મન** સાથે આવીને લુંટ કે દોલત નહીં પણ **અષ**ને લગતી બક્ષીસો, તથા (પવિત્રાઇની બક્ષીસ આપનાર તરીકે) લાંબી જીંદગી અને તમારી બળવંત મેહેરબાની, તમારા આગેવાન આડત્યા જરથુસ્ત્રને (કે જેણે ઘણું કરીને આ હા બનાવ્યો હતો) અને મને યાને ક્રિયા કરનાર ધર્મગુરૂને મારા સાથીઓ જોડે આપો, કે જેથી અમે સઘળાઓ સાથે મળીને ખુનખાર હથીઆરોથી નહીં, પણ તમારા બુલંદ અને પવિત્ર કલામોથી, અમારાં સંસથાનોનો જે લુંટારાઓએ નાશ કર્યો છે, અને જેઓ હજી પણ દીનદારોને લુંટફાટ તથા જાસતી ગુજારીને હેરાન કરશે એવો સંભવ છે, તેમના તરફનાં સંકટોને અમે દૂર કરી શકયે. (જુઓ હા ૪૪મો ફકરો ૨૦મો.)

૮. જાણીજોઇને એક સુંદર અનુપ્રાસ લાવવા માટે તે **અષ**ને વિનવે છે કે, મને **અષિ** આપો, એટલે કે ભલાં મનથી મેળવાતો આશિર્વાદ આપો. **આરમઇતિ**ને પણ **અહુર**ની જોડે તે વિનવે છે; આ પ્રસંગે તે પાદશાહ વીશ્તાસ્પના અને પોતાના ફાયદા માટે વિનંતી કરે છે કે, અમને તે સુખ મેળવી આપનારો માંથ્ર સાંભળવાની શક્તિ આપો કે જે મેળવવાનીજ આ આખા હાની મતલબ છે.

૯. આ ફકરામાં એકવાર ફરીથી કર્તા અલંકારી ભાષા વાપરે છે, અને એકજ લાઇનમાં "વહિશ્ત" શબ્દ ત્રણ વાર વાપરે છે. **અષ** (જેને અહીં અવસ્તામાં પેહેલીજવાર "વહિશ્ત"યાને ઉત્તમ વિશેષણ લગાડવામાં આવ્યું છે તેની) સાથે **અહુર** એકજ વિચાર ધરાવતો હોય તેમ લેખી, અહુર પાસે ઉપલાજ પ્રકારનો આશિર્વાદ મેળવવાની વિનંતી કરે છે; અને આ વેળાએ

તે આ અરજ પોતાને માટે અને ફ્રષઓસ્ત્રને માટે ગુજારે છે. વળી તે આ આશિર્વાદ આ દુનીઆ માટે નહીં, પણ "ભલાં મનના સઘલા જમાનાઓ" માટે ઇચ્છે છે યાને બેહેશ્ત ઇચ્છે છે; કર્તાના વિચાર પ્રમાણે બેહેશ્તનું સુખ તે મનનું સુખ મેળવવા બરાબર છે. અવસ્તામાં બીજે ઠેકાણે પણ એવાજ વિચાર જોવામાં આવે છે. મુખ્યકરી સુખ અથવા દુઃખ ભોગવનાર માણસનું મન છે.

૧૦. જે અધ્યાત્મિક ફાયદા મેળવવાને તે વિનવે છે, તેની મોટી કીંમત તે પ્રત્યક્ષ જાણતો હોવાથી, તે આભારી થતો હોય એમ દીસે છે. એટલા માટે તે એક વધુ અરજ એવી ગુજારે છે કે, હું અને મારા હમણાજ જણાવેલા ત્રણ સાથીઓ, અમારી અરજ સ્વીકારનાર દયાલુઓ (અહુરમજદ તથા બીજા અમેષાસ્પન્દો)ને કોઇ પણ વાર ગુસ્સે કરનારા થઇએ નહીં; અને અહુર, અષ તથા વોહુમનંહની સેવા બજાવવાનું જે કામ અમે સરૂ કર્યું છે, તે અમે ખંત સાથે ચાલુ રાખ્યે; કારણ કે, તે કહે છે કે, તેઓને વીનવવા સેહેલા છે, માનવીઓ ઉપર માત્ર ફાંટામાં આવે તેવી મેહેરબાની કે ઘાતકીપણું નહીં, પણ અધ્યાત્મિક સુખો વસાવવાને તેઓ ઇચ્છે છે, તથા પોતાની ભલી ઇચ્છા પાર પાડવાનાં સાધનો તેઓ ધરાવે છે.

૧૧. તેની ખરેખરી અધ્યાત્મિક હાજતો શું છે, તે વિષે પોતાનીજ વિચારશક્તિ ઊપર ભરૂસો મેળવાને જાણે તે નારાજ હોય તેમ, અહુરને તે વિનંતી કરે છે કે, હું જે અરજ કરૂં તેજ ખાસ કરીને નહીં, પણ **ભલાં મનની** અને **અશોઇની** જે બક્ષીસો તમને (**અહુરને**) માલમ છે, તે માટેની મારી ઇછા તૃપ્ત કરો. આ બક્ષીસો મુખ્ય કરીને પવિત્ર, ઇશ્વરી કળામાનું જ્ઞાન મેળવવાને લગતી છે, કારણ કે તે આતુરતાથી જણાવે છે તેમ તેને ખબર છે કે, આ ત્રણે બળવંતોના કલાંમો કદી ફોકટ જતા નથી. અને તે તેની સઘળી ઇચ્છાઓ પૂર્ણ કરવા જોડે, તે પોતાની બુદ્ધિ અથવા ખુબીથી જે માગે છે તેના કરતાં વધારે આપે છે.

૧૨. એક પછી એક શ્લોકમાં પોતાની અરજના ઊત્સાહમાં વધારો કરવા માટે, કોઇ ખાસ બીનાઓ વધાર્યા જવા પછી, શેવટે નમુનેદાર આતુરતા તથા ભકિતભાવથી બોલતાં, **અશોઇ** તથા **ભલું મન** (જેમની પવિત્ર અસરો જમાનાઓ સુધી કાયમ રેહેવાની એવી અગમચેતી તેણે બરાબર કરી હતી, તેમને અને) રક્ષણ માટે હંમેશ સુધી, નેમાયલા **અહુરને** તે વિનવે છે કે, તમારે પોતાને મોહોડેથી નીતીની દુનીયાના કાનુનો મને કહો કે, જેથી હું તે

સાંભળવાને આતુર થયલાં લોકોને જાહેર કરૂં. કારણકે માત્ર આ પવિત્ર કાનુનોની મારફતેજ મંડલીની ખામીઓ દૂર કરી સુધારી શકાય તથા અશો ધરાનીઓને સંકટોમાંથી બાહાર કાહાડી શકાય એમ છે. આ જાણવા જોગ છે કે, આ શેવટના ફકરામાં એકલા અહુરનેજ વિનવવામાં આવ્યો છે, જે આ અરજ સાંભળી લેઇ તેના જવાબમાં આ અચળ કાનુનો પ્રગટ કરે છે. તેનો આ જવાબ ૩૦ મા હામાં સમાયલો છે. તે ઘણાજ અગતના લખાણને (૩૦મા હાને) પુરતી રીતે સમજવાથી, જેમને માટે તે જવાબ અપાયો હતો, તેમની સઘલી હાજતો કેવી રીતે પાર ઊતરી શકી હતી, તથા સાચાંને જુઠાણાંથી જુદું પાડી બતાવવાથી અષનો બચાવ તથા **ભલા વિચાર**ની સ્થાપના, કેમ થઇ શકી હતી, તે આપણને માલમ પડે છે, એમ હું માનું છું.

## તરજુમો.

૧. ( અશો જરથુશ્ત્રનો વિચાર કૌવત આપનારો આશીર્વાદ[1] છે, તેનો સુખન કૌવત આપનારો આશીર્વાદ છે, તેનું કામ કૌવત આપનારો આશીર્વાદ છે. અમેશાસ્પન્દો[2] આ કીર્ત્તન કબુલ રાખે તથા તે ગાવામાં મદદ આપે[3], એવી અમારી અરજ છે. ઓ પવિત્ર ગાથાઓ ! તમને નેમાજ હોજો![4] )

---

૧. "યાનીમ્" નો અર્થ તાણી તોડીને કરવા વગર "ઇશ્વરે પ્રગટ કરેલી બીના" અથવા બસારત થઇ શકે નહીં. તેયાન શબ્દમાંનો યાન સુખ અર્થનો ખ્યાલ આપે છે. અને પેહેલવી તરજુમો કરનારના અર્થ સાથે તે સેહેલથી મળતો થાય છે.

૨. આ મથાળાંમાંજ અમેશાસ્પન્દો વિષે જણાવવામાં આવ્યું છે. ખુદ ગાથાઓની અંદર અમેશાસ્પન્દ શબ્દ વપરાતો નથી.

૩. "કદાચ ગાથાઓને ઉંચકી લે અને તેમને આગળ ચાલુ રાખે." અસલ અર્થ "એકદમ પકડે."

૪. કેહેવાની જરૂર નથી કે, આ ફકરો કાંઇ ગાથાનો ભાગ નથી. તે ગાથાની ભાષામાં લખાયલો છે, પણ જાણી જોઇને એ ભાષામાં નકલ કરીને લખાયો છે, એમ માનવું જોઇએ નહીં, અને કદાચ માની શકાય નહીં, એટલે તે ઘણો જુનો હોવો જોઇએ.

૨. આ મેહેરબાનો ભરી મદદ માટે ભક્તિપૂર્વક (ઇચ્છા) સાથે, અને (તારા તરફ) મારા હાથ લાંબા કરીને, ઓ મજદ ! [1] (તારા) વૃદ્ધિ કરનાર આત્મા (મિનો) ના પેહેલા આશીર્વાદ માટે હું વિનંતી કરૂં છું; (એટલે કે હું તને એવી અરજ કરૂં છું કે, મારાં) કામો સઘળાઓ તરફ સત્યતાના કાનુન પ્રમાણે (કરવામાં આવે), તથા તે જોડે હું તારા કને તારાં ભલાં મનની બુદ્ધિ માગું છું. કે જેથી ગાયોના આત્માને [2] (યાને તારા કને સખત ફરીયાદ કરનારાં અમારાં ગાયઢોર તથા લોકોને) હું શાંત કરી શકું.

૩. અને એટલા માટે, ઓ સારા પેદા કરનાર, હેયાતી વસાવનાર સાહેબ ! તારાં ભલાં મનથી (સુચણા થવા પ્રમાણે) હું તમારી [3] નજદીક આવું છું (અને તને [4] વિનવું છું કે,) શરીર અને મનને લગતી બંને દુનિયાઓ માટે (મેહેરબાનીભરી બક્ષીસ દાખલ) મને

---

૧. વંદિદાદ સાદેમાં છે તેમ કે આહીં એને આઠમી વિભક્તિમાં સાધો છે, અગર નહીં તો આહીં જે છઠ્ઠી વિભક્તિવાળા શબ્દો ભેગા થવા છે, તે શકમંદ થઇ પડે. અહુરને કાંઈ પણ ... વિના બોલે ઠેકાણે "ઘણોજ વૃદ્ધિ કરનાર આત્મા" તરીકે ઓળખવામાં આવ્યો છે. આ વપરાસ સૅમૅટીક ... ક્રિશ્ચાને મળતો છે; Holy Spirit (પવિત્ર આત્મા) "ઇશ્વર પોતે" તેમજ ...ને લગતા" આ બંને અર્થે વપરાય છે. "સ્પેન્ત"નો અર્થ "ઘણોજ પવિત્ર" કરી શકાય નહીં; અહુરની સાથે "સ્પેન્ત" અને "અપવન" જોડે જોડ મળી શકે છે. તે વેળાએ "અપવન"નો અર્થ "રાસ્ત" નહીં પણ "અશો" થાય છે. પેહેલવીમાં તેના ધાતુ સાથેનો અર્થ "અફ્ઝુનીક" કરવામાં આવ્યો છે. જુઓ શાનત શબ્દ. "સ્પેન્ત"ના અર્થ પવિત્ર કરવાનો માત્ર આધાર લીથુએન્યન તથા સ્લાવ ભાષાના શબ્દોનો છે; પણ અવસ્તા પ્રમાણે, ગુરિતએ વાજબી રીતે સમજાવ્યું છે તેમ, અહુરની પેદાએશનો જેથી વધારો થાય, તે પવિત્ર છે. વૃદ્ધિ કરનારનો અર્થ, એટલા માટે, "મેહેરબાની કરનાર, પવિત્ર અને માહા પ્રતાપી" સમજવો.

૨. જુઓ હા ૨૯ મો ફકરો ૧ લો.

૩. માનાર્થે અનેક વચન વાપર્યું છે; કદાચ સઘળા અમેશાસ્પન્દો માટે પણ તે હોઇ શકે.

૪. એજ રીતે કોઇવાર એક વચન અને કોઇવાર અનેક વચન વપરાય છે.

(ઇશ્વરી) અશોઇમાંથી મેળવાતા ફાયદા બક્ષો, જેથી (અમારી અંદરની અશોઇ) તે મેળવનારાઓને મુકિત અને કીર્ત્તિ[1] અપાવે.

૪. ઓ (તું ઇશ્વરિ) અશોઇ અને તું (ઇશ્વરિ) ભલું મન! તમને અને અહુરમજદને પેહેલે[2] હું વખાણીશ, જે સઘલાઓ માટેની અમર્ગ પાદશાહીને (અમારી અંદરનું) હાજર પવિત્ર મન વધારે છે.[3] (અને હું આ પ્રમાણે તમને વિનવું છું, તે પ્રસંગ) તમે મારા બોલાવ્યાથી મને મદદ કરવા આવો![4]

---

૧. જુઓ યજશ્નેનો હા ૪૦ મો ફકરો ૫ મો. "ખાશ્ર" અને તેની સાથે સગપણ ધરાવનારા બીજા આકારના શબ્દો, "સ્‌ખોસ્રવ" તથા તેનાજ જેવા શબ્દો સાથે એટલી બધી વખત મળે છે કે, સુરતીના વિચાર સાથે મળતો થઇને, ઝરાની ધાતુ "ખન્‌ પ્રકાશવું" કબુલ રાખવાને હું આંચકો કરતો નથી. જેમ હિંદુ ભાષામાં એક શબ્દનો અર્થ પોકાર કરવો અને બીજાનો અર્થ પ્રકાશવું થાય છે. તથા એક બીજાનો અર્થ અવાજ કરવો થાય છે. તેજ પ્રમાણે ઝરાની "ખન્‌"નો અર્થ અવાજ કરવો તથા ચલકવું પણ થાય છે. આ શબ્દનો અર્થ "અસ્મનૅમ ખન્વંતૅમ"માં મળે છે. તેનો અર્થ સુખદાયક પથ્થરનું આકાશ કરવો મુશ્કેલ છે. બીજે ઠેકાણે પહાડો સાથે એ શબ્દ મળે છે, જ્યાં તેનો અર્થ સુખદાયક અથવા ખુશનુમા પહાડ કરવાની મતલબ આસ્તામાં રખાઇ હોય, એમ લાગતું નથી. આહીં કીર્ત્તિ સાથની મુકિત વધારે સારો અર્થ માલમ પડે છે. જો "ખાશ્ર"નો અર્થ હંમેશ સુખ થતો હોય તો, "ખરેનો" સાથે તે કેમ વાપરી શકાય? "સુખદાયક કીર્ત્તિ" એવો અર્થ બનવા જોગ નથી. પેહેલવી અર્થને પણ મારા વિચારની તરફેણમાં વાંચી શકાશે. (સરખાવો ખેશ=ખન્‌.)

૨. અથવા રૉથ "અપઓઉર્વીમ" વાંચે છે તેમ લેઇએ તો, કોઇને પેહેલે નહીં યાને સઘલાઓને સાથે.

૩. અથવા આ પ્રમાણે અર્થ કરી શકાયઃ વૃદ્ધિ આપનાર ભક્તિભાવ (આર્મઇતિ) મને મદદ કરવાને મારા બોલાવ્યાથી આવે.

૪. પેહેલવી તરજુમો કરનાર આ પ્રમાણે આ વાકયનો તરજુમો કરે છેઃ—હું જ્યારે તમારો પોતાનો ધણી (ઉફયાની અને નફરમન શબ્દો પેહેલવીમાં લગભગ એક સરખા આકારે લખાતા હોવાથી કદાચ ફરાકને "હું વખાણીશ"ને બદલે આ અર્થ કરયો છે), ઓ **અષ વહિશ્ત** અને

૫. (ખચ્ચીત હું તમારી નજદીક આવ્જો કરતો આવીશ, હું કે) જે (મારૂં)[1] મન તથા આત્મા તે (આકાશી) પહાડ (કે જયાં સઘલાં મુકિત પામેલાંઓએ જવુંજ જોઇએ[2] તે)ને, અહુરમજદએ ઠરાવેલાં (ક્રિયાને લગતાં તથા નીતીનાં) કામોની પવિત્ર ખાશ્યત તથા તેના બદલા[3] (સારી રીતે પીછાણીને) સોંપું છું. (અને) જયાસુધી હું શકિતવાન તથા સત્તાવાળો હોઇશ ત્યાં સુધી (તમારા લોકોને ઇશ્વર ઉપર યકીન રાખીને તેઓએ કરવાં જોઇતાં આ પવિત્ર કામો વિષે, અને તેમના આત્માઓમાં ઇશ્વરી) અશોઇ (આવવા માટે)નો ખાહેશ શિખવીશ.[4]

---

**વોહૂમન!** પ્રથમ [ ], **અઊહુરમજદ**નો પણ [ તેના પોતાનો હું થાઉં ] જેનાં નબલાં નાઠી થઇ શકે એવાં જ્ઞાનથી તેની હકુમત તેમના ઉપર આવે છે [ ] અને વૃદ્ધિ આપનાર સ્પેન્દારમદનો [ પણ હું થાઉં ] જ્યારે હું તેણીને આરાધું છું. ત્યારે તેણી ખુશાલી સાથે મારી કને આવે છે [ જ્યારે હું તમને બોલાવું. ત્યારે તમે મારી આગળ ખુશાલી સાથે આવો. ] ( શરેહમાં દેખીતી રીતે પેહેલા તરજુમાને બદલે વાપરવાનો અર્થ આપ્યો છે; પ્રથમ ક્રિયાપદને આત્મનેપદ સંશયાર્થ ત્રીજો પુરૂષ એક વચન, પણ પાછળથી આજ્ઞાર્થ રજો પુરૂપ અનેક વચન ગણવામાં આવેલા હતો.)

૧. મૅણ-મ+ અનુનાસીક સ્વર, અને તે "મન" અથવા મારા વિચાર પ્રમાણે "માંમ" માટે. અથવા ક્રિયાવિશેષણ તરીકે "મૅના" માટે આવી શકે. અથવા તો તે "માન દેમાને" થાય.

૨. અલબોર્જ પહાડ જયાં ચિન્વત પુલ આવેલો છે; પણ આપણે "ગેણગઇરે-માનગઇરે" યાને ગરોદમાન બેહેશ્ત વાંચી શકયે.

૩. અપ=ઇનામમાં મલતો આશીર્વાદ.

૪. હું શિખીશ ને બદલે હું શિખવીશ વધારે સ્વભાવીક છે. કદાચ "**અશોઇ** માટેની ખાહેશ રાખતાં તેમને શિખવીશ", એવો અર્થ પણ થઇ શકે. આ ફકરાના પેહેલવી તરજુમાનો અર્થ નીચે પ્રમાણે થઇ શકે : જે કોઇ પોતાનો આત્મા ગરોદમાનમાં આપે છે, તે **વોહુમન**ની મદદથી તેમ કરે છે [ ], અને અહુરમજદના (ધરમને લગતું) ભલું કામ કરનારાઓ કેવું માન પામે છે, તે પણ તે જાણે છે; જ્યાં સુધી હું આઝુમંદ છું તથા જ્યાંસુધી હું સત્તા ધરાવું છું, ત્યાં સુધી **અશોઇ**ની [ એટલે કે ફરજ અને ભલાં કામો]ના ખાહેશ મન ઉપર ઠસાવું છું.

૬. અને (અમારી જીંદગીની) તાબેદારી[1] (સ્રઓષ) જે (ઇશ્વરનાં) ભલાં મનને તથા (ખાસ કરીને) ઘણોજ ફાયદો કરનાર અહુરમજદ તરફ પોંહોંચવાનો માર્ગ[2] (તૈયાર કરે છે તેને પીછાણીને, ઓ અશોઈ ! હું તને કયારે જોઇશ ? [3] (આ સવાલ પૂછીને, હું તને આ પ્રમાણે વિનંતી કરૂં છું કે) આ પવીત્ર કલામ (માંથ્ર)થી જુબાન વડે, માંસ ખાનારા રાક્ષસોને અમે દૂર કરી શકયે,[4] (કે જેઓ આત્મા સંબંધી અપવિત્રાઇની નીશાન અને તેનું બળ છે.)[5]

૭. અને તું, ઓ મોટા પેદા કરનાર સાહેબ ! તારાં ભલાં મન સાથે મારી કને આવ; અને ઓ તું કે જે તારી અશોઇની મારફતે બક્ષીસો ભેટ આપે છે, તે તું અમને લાંબી જીંદગી બક્ષ. અને (આ જીંદગી વાજબી રીતે ગુજારી શકાય એટલા માટે) તારા બુલંદ કલામો

---

૧. અવસ્તા તથા તમામ પારસી સાહીત્યમાં જણાવલા પ્રમાણે સ્રઓષ યાને અહુરની તાબેદારી માણસના આત્માને સ્વર્ગનો રસ્તો બતાવે છે.

૨. અથવા પેહેલવી પ્રમાણે "અહુરમજદનાં તખ્ત તરફ;" પણ તેથી વાક્ય જગાર ગુંચવાડા ભરેલો થશે. "ગાતુ"નો અર્થ ગાથામાં કાંઈ હંમેશ "તખ્ત" થતો નથી.

૩. कदा मृळकं सुमना अभि ख्यं (ઋગ્વેદ ૭, ૮૬. ૨.)

૪. કદાચ એનો અર્થ "અપવિત્ર થયલા પાપી શખ્સોને અમે શિખવ્યે," અથવા "સૌથી મોટા સાહેબને ખ્રફસ્ત્રોને (મારનારી) જુબાન વડે જાહેર કર્યે" થાય. કદાચ અસલ લખાણમાં સુધારો કરવાની જરૂર છે; જુઓ હા ૩૪ મો, ફકરા ૫ અને ૯.

૫. પેહેલવી તરજુમાનો અર્થ નીચે પ્રમાણે કરી શકાય: ઓ અપ-વહિસ્ત ! હું તને કયારે જોઇશ ? હું ભલાં મનની કેળવણીથી આ પીછાણું [એટલે કે, જે વેળાએ દરેક જણ પરેહજગાર હોવાથી બુદ્ધિમાન હોય છે, તે વેળાએ હું તને જોવું, પણ તે કયારે બનશે ?] અને અહુરમજદની જગા હું કયારે જોઇશ, હું કે જે ફાયદો મેળવવાની વિનંતી કરૂં છું ? તે જગા સ્રોશની મારફતે જણાયલી છે. [ ] જેની સમજ શક્તિ ગુંચવાઇ ગઇ હોય, તેને સૌથી મોટો માંથ્ર શિખવવાનો છે, જુબાન વડે તે સમજાવવાનો છે.

મારફતે જરથુશ્ત્ર અને અમારો ઊપર[1] આત્મ સંબંધી જ્ઞાનની (જોઇતી) બળવંત મદદની (બક્ષેસ કર), જેથી દુઃખ દેનારાઓનાં દુઃખોને અમે હટાવી શકયે.[2]

૮. (અને) ઓ તું (ઇશ્વરિ) અશોઇ! (મારા ઊપર) તે પવિત્ર આશિર્વાદની બક્ષેસ કર, કે જે (મારા આત્મામાં)[3] ભલાં મન ને લગતી કેળવણી પ્રાપ્ત થવાથી મેળવાય છે; અને વળી ઓ તું પણ, ઓ ભક્તિભાવ (આર્મઇતિ)! વીશ્તાસ્પને તથા મને અમારી

---

૧. "જરથુશ્ત્રને અને અમને" એવા જે શબ્દો આ ફકરામાં વાપર્યા છે, ને ઊપરથી સવાલ ઊઠે છે કે, જરથુશ્ત્ર આ લખાણનો કર્તા કેમ હોઇ શકે? (૮ તથા ૯ મા ફકરા ઊપરથી જણાશે કે) વીશ્તાસ્પ તથા ફ્રષઓશ્ત્ર પણ તેના કર્તા હોઇ શકે નહીં. ત્યારે જે ઘણી બીજનઓ સાથે પોતાને માટે આહીં ઇસારો કરે છે, તે કોણ છે? શું આ તેમજ તેની પછીના ૮ મા અને ૯ મા શ્લોકો વચમાં ઘુસાડી દેવામાં આવ્યા છે? આ છેલી સુચણા મને ઘણી નબળી લાગે છે. આ તેમજ બાકીના સઘળા ભાગો (કારણ કે તેઓ સઘલા એક બીજા સાથે સંબંધ ધરાવે છે) શું કોઇ નહીં જણાયલા વગવાળા પુરૂષ—જરથોશ્તી ધર્મના ખરા કર્તા—ના બનાવેલા છે? હું ધારૂં છું કે, આવી અટકલથી પણ થોડોજ ફાયદો મેળવી શકાશે. ખરેખરા આગેવાનનું નામ આપણા જમાનાના લોકોને પોહોંચવાને નિશ્ફળ થયું, અને જરથુશ્ત્રનું નામ આગેવાન તરીકે આપણા વખત સુધી ઊતરતું આવ્યું, એમ માનવાને કાંઇ પણ ખાસ કારણ નથી. મારો અભીપ્રાય એવો છે કે, જરથુશ્ત્રએ આ ભાગ રચ્યો હતો, અને તે તે એક આગેવાન ધર્મગુરૂ પાસે બોલાવે છે, અથવા તો બીજા ભાગો જોડે આ પણ, તેનાં શિખવ્યા પ્રમાણે બીજાઓએ રચ્યો હશે. અથવા કદાચ એમ ન હોય કે જરથુશ્ત્રિયનો યાને ધર્મને લગતાં લખાણો કવિતામાં રચનારાઓનો, વૈદીક રૂષિઓ મીસાલનો એક પંથ અથવા કુટુંબ હતું? (જુઓ હા ૫૩ મો, ફકરો ૨જો, "જરથુશ્ત્રિશ સ્પિતામો.")

૨. દુશ્મનને હટાવવાને લગતો આ અર્થ "વાવરોઇમઇદે (વાઊરોઇમઇદે) વિષેના મારા વિચારને મજબુતી આપે છે.

૩. **ભલું મન** આ ઠેકાણે ઇશ્વરનાં મનમાંનો તેમજ માણસના આત્મામાંનો ઇશ્વરિ અંશ થઇ શકે.

ઈચ્છા બક્ષ; ઓ મજદ ! (તું) રાજકર્ત્તા[1] (છે ! તું ખચ્ચીત અમને તે મેહેરબાનીની) બક્ષેસ કર, જેથી અમે (સમજ શકિતની મારફતે) તારા ફાયદેમંદ કલાંમો સાંભળી શકયે.[2]

૯ (હૈયાતી ધરાવનારાઓમાંનો) ઓ તું ઊત્તમ અહુર ! તું કે જે (અમારા આત્મામાંની તારી ઊત્તમ) અશોઇ (જે વળી મિનોઇ રૂહોમા) ઉત્તમ[3] (છે તેની) સાથે એકજ ઇચ્છા ધરાવે છે; તે તારા કને (એટલા માટે બક્ષેસોમાંની) તે ઉત્તમ (બક્ષેસ) હું વિનવું છું; (પેહેલવાન) મરદ ફ્રષઓશ્ત્ર અને મારે માટે[4] તે હું ઇચ્છું છું; તેમના ઉપર તું (ચોકસ વખત માટે નહી), પણ તારા ભલાં મનના તમામ જમાનાઓ સુધી, તેની બક્ષેસ કર; (તારાં ભલાં મનનું રાજય અમારે માટે બેહેશ્તના[5] જેવું થશે.)

---

૧. પેહેલવીમાં તેનો અર્થ બરાબર "પાદશ્શા" કરવામાં આવ્યોછે.

૨. કદાચ બસારતથી આગળ જણાવેલા કલાંમો. ૧૨ મા શ્લોકમાં આવેલા "મન્યેઉશ હચ્યા રવા આઓંઘ" શબ્દોને સાથે સરખાવો. બરેબર મોહડે કદી સંભળાવેલા, મોહોડેથી બોલાયલા અવાજ વિષે અહીં જણાવવાની મતલબ નથી. (અથવા કદાચ "સ્રવયએમા"નો અર્થ "જાહેર કરવું" થાય.) નેર્યાસંગવાળો તરજુમો આ પ્રમાણે કરી શકાય: ઓ અશોઈ! ભલાં મનને સરસાઇ આપવાથી નીપજતા ભકિતભાવની મને બક્ષેસ કર [એટલે કે મને એવો ધર્મી બનાવ કે મારી ભલી વર્ત્તણુકથી મને આબાદી મળે]. ગુશ્તાસ્પ અને મારાં લોકો તરફથી બતાવવામાં આવતી ઇચ્છા આર્મતિને બક્ષ. [ ] ઓ મોટા દાના ! ભકિત કરનારાઓને, રાજાઓને તેની બક્ષેસ કર, કે જેઓ તમારા કલાંમો જાહેર કરનારા અને (ધર્મની ક્રિયા માટેની) ગોઠવણ કરનારાઓ થાય; [એટલે કે જેઓ તારો કલાંમ શિખાડે અને તેનોફેલાવો કરે.]

૩. "અષ"ની સાથે "વહિશ્ત" અહીં પેહેલીજ વાર મળે છે. પેહેલવી તરજુમો કરનાર આ પ્રમાણે અર્થ કરે છે: કારણ જે ઉત્તમ ચીજ તારી કને છે [તારો ધર્મ], તે અશોઇને લીધે, બીજી સઘલી ચીજો કરતાં વધારે સારી છે.

૪. જુઓ ૭મા અને ૮મા શ્લોકો.

૫. કયાંમતને વખતે નવી દુનીયા થશે ત્યારે તેમજ બેહેશ્તમાં. જુઓ હા ૩૦ મો, શ્લોક ૪થો, જેમાં "વહિશ્ત મનાંહ" બેહેશ્તની

૧૦. અને મજબુત થતી મેહેરબાનીની આ બક્ષેસો (જે તું આ વિનંતીઓના જવાબમાં આપશે તેમની અસર)થી, ઓ અહુરમજદ! તમને (અથવા અમારા આત્મામાંની તારી) અશોઇને (અથવા અમારી તરફનાં) તારાં ભલાં મનને અમે ગુસ્સે કર્યે નહીં,[1] કારણ કે તમારી વખાણ ગાનારાઓ તરફથી તમને (કીર્તન સાથે[2] અર્પણ થતી ભેટો મારફતે (તમારી નેમ પાર ઊતારવામાં મદદ આપવાને) અમે ઘણીજ આતુરતા સાથે કોશેશ કરી છે; કારણ કે (તમારી) આરાધના કરવી ઘણીજ સોહેલી છે. (અમને મિનોઈ) આશીર્વાદ (બક્ષવા) ની ઇચ્છા તેમજ (તે આશીર્વાદોનાં બળનો) માલેકી (આ બંને બચ્ચીત તને ઘરાવો છો.)[3]

---

બરાબર છે. પેહેલવી શરેહ કરનાર નીચે પ્રમાણે જણાવે છે: અને ક્રેપારતર, વ હાવિશ્તાને ફ્રેપોશ્તર, વદ્ તનૂએ પસીનો હમાક નદ્ગોહ પડશ વાદુન– શેવટનું તન તેથી ફાયદો મેળવે ત્યાં સુધી, હંમેશ ફ્રોરતર અને ફ્રોરતરના સાગેર્દો માટે.

૧. કદાચ એનો અર્થ એમ થાય કે, "આ આશીર્વાદો મેળવવા માટેની અમારી વિનંતીથી અમે તમને ગુસ્સે કર્યે નહીં."

૨. "દસ્મે"નો અર્થ "દસ્વરે"ના ધાતુ ઊપરથી હાલ કાહાડી શકાય, એમ હું વધારે સંભવીત માનું છુ, કારણ કે પેહેલવી શરેહમાં પણ એજ અર્થે તેનો છુટથી તરજુમો મળે છે. નેનો કર્તા, "દસ્મ=દરમ" સમજતો હતો. આ શબ્દ આપણને "દાશ–ગ્વ"ની યાદ આપે છે.

૩. પેહેલવી તરજુમાને ફાર્સીમાં સુધારીને નીચે પ્રમાણેનો કરવામાં આવ્યો છે: ઓ અઉહરમજદ તમારી તરફ નહીં આવવાને લીધે. આ હુ કરીશ નહીં [ ]. એક આશીર્વાદને ખાતર અપવહિશ્તને પણ હું દુ:ખી કરીશ નહીં; [એટલે કે અપવહિશ્તને નાખુશ કરે એવા દેખાતા કોઈ પણ આશીર્વાદ માટે હું ઇચ્છા રાખતો નથી.] (અસલી તરજુમાના અત્યાર સુધી સામે થતા આવેલાઓ પણ આ તરજુમાની વલણ પસંદ કરે છે; પણ અસલી લખાણોમાંના દરેક ઇસારાને હું જો કે કીમતી ગણું છુ, તોપણ હું તેને અહીં અનુસરીને ચાલતો નથી.) વળી ઊત્તમ વોહૂમનોને [પણ હું હેરાન કરતો નથી.]

૧૧. મોટા પેદા કરનાર, ઓ સાહેબ, તું એટલામાટે તારાં ભલાં મનની (મેહેરબાનીની) આ બક્ષેસોથી (મારી) ખાહેશને તૃપ્ત કર તથા સંતોષ આપ, જે (બક્ષેશો) તું જાણે છે કે અશોઇના મૂળની છે, (અને) જે (ખચ્ચીત) બુલંદ[1] છે, કારણકે મેં જાણ્યું છે[2] કે તારાં ફર્માનો અમારાં (રોજનાં) ગુજરાન[3] માટે (લડત ચલાવવાની) કોશેશમાં કદી પણ નિરૂપયોગી થતાં નથી, અને તેટલામાટે તેઓ પસંદ કરવા લાયક છે.

૧૨. (ખચ્ચીત તારા તરફ મારી બંદગી સાથે હું પોહોંચીશ, હું) જે (મેહેરબાનીની) આ (મોટી બક્ષેશો) થી (તારાં અમારી અંદરના) ભલાં મનનું અને (તારી) ઊત્તમ અશોઇનું હંમેશ રક્ષણ કરેશ. અને એટલામાટે, ઓ અહુરમજદ! તું તારી મેળે, ખચ્ચીત, તારાં પોતાનાં મોનોઇ મોહોડાંથી દુનિયા પ્રથમ કેવાં (બળ તથા કેવા કાનુનો) થી ઊભી થઇ હતી,[4] તે મને શિખવ, જેથી (આ તારા આતુર લોકો) ને હું તે જાહેર કરૂં.

---

૧. કદાચ એનો અર્થ પવિત્ર થાય. પેહેલવીમાં તેનો અર્થ "ઇફ્રાઝનો" કર્યો છે.

૨. કદાચ એનો અર્થ "હું મેળવું છું" થાય.

૩. અથવા "તેમની નેમ બરાબર પાર ઊતારવા માટે." પણ પેહેલવી, તરજુમો કરનાર એનો અર્થ "ખૂરિશ્નો" એટલે ખોરાક કરે છે. જુઓ હા ૨૯મો, ફકરો ૭મો. જેમાં "ખાનારાઓ માટેનો ખોરાક" ઇશ્વરની બક્ષેસ તરીકે જણાવેલો છે.

૪. આ સવાલનો જવાબ ૩૦ માં હામાં આપવામાં આવેલો છે.

# યજશ્નેનો હા ૩૦ મો.

## બે ઇશ્વરી શકિતઓનો ફલ્વો.

૧. જાહેર પ્રસંગો ઉપર જે લોકો તેની આસપાસ જુદી જુદી બાબતો વિષે અજવાળું મેળવવાને ભેગા થતા હતા, તેમને કેળવવાને તેને પડેલા મહાવરા ઉપરથી, કર્તાએ આ કીર્તન એવાજ કોઈ પ્રસંગ માટે બનાવ્યું હતુ. ૨૮માં હાને છેડે દુનિયાની ઊતપત્તિ વિષેની ખબર મેળવવાને અહુરને તેણે જે વિનંતી કરી છે, તેનું સાધન લઇને તેને આ ઠેકાણે આગળ વધતો ગણી શકાય. તે કહે છે કે ભલાઈ તથા ભુંડાઇના મૂળ વિષેના ઇશ્વિરનાં મોટાં ફર્માનો હું શિખવીશ. તે જોડે અહુરની સ્તુતિ, માંથ્રવાણી તથા ધર્મની ક્રિયાઓ વિષે પણ શિખવવાની ઇચ્છા તે જાહેર કરે છે. તે દુવા માંગે છે કે, આકાશી રોશનીમાંથી શુભ પરીણામો માલમ પડે.

૨. તેની આગળ ભેગા થતા લોકોને જે કાંઇ કહેવાનું છે, તેના દીબાચા તરીકે તે વધુ આ જણાવે છે કે, જે તે એક નિવેડા ઉપર આવવાનો આજ વખત છે. તે તેમને કહે છે કે દરેક જણે પોતાને માટે ધોર કરીને એક ધર્મ પસંદ કરવો જોઇએ છે, અને નહીં કે મૂર્ખાઇથી મેંઢાંની માફક આં ધળેપણે બીજાઓ દોરવે તેમ દોરાઇ જવું. તે કહે છે કે, એટલામાટે તમે ખબરદાર થઇને ધ્યાનથી સાંભળો; અને પવિત્ર આતશ તરફ ભળી અને લક્ષ આપવાની લાગણીથી નિધા કરો.

૩. પછી તે, બે ઇશ્વરી મતને લગતો જે સર્વેથી પુરાતમ ખુલાસો આપણે ધરાવ્યે છીએ, તે રજુ કરેછે. તે કહે છે કે પ્રથમ બે શકિતઓ હતી. આ બીના ધ્યાનમાં લેવા જોગ છે કે, આ શકિતઓને આ ઠેકાણે પુરૂષના જેવું રૂપ આપવામાં આવ્યું નથી, પણ તેમને ચીજો અથવા કાનુનો તરીકે ઓળખાવવામાં આવી છે; એટલે કે તેમને ભલી ચીજ અથવા કાનુન અને ભુંડી ચીજ અથવા કાનુન એવા અર્થે ઓળખાવી છે. તેમની સાથનાં સઘલાં વિષેશણો વળી નાન્યતર જાતિમાં છે. આ બીના પણ જાણવા જોગ છે કે, આ હામાં "અંગ્રમઇન્યુ" શબ્દ મળતો નથી.

બીજા વાકયમાં તેમને વિચારો, સુખનો, અને કામોમાં એક બીજાથી તદન જુદા એવા બે પુરૂષોનું રૂપ આપવામાં આવ્યું છે. કુદરતી ખરાબી

ચાલુ રાખવા દેવાના ઇશ્વરના ઇનસાફનો આવી રીતે ટુંકમાં બચાવ કરીને, તુરતજ તે પોતાની આગળ ભેગા થયલાઓને શિખામણ આપે છે કે, ભલા કાનુનનેજ તમારે પસંદ કરવો.

૪. આ બંને શક્તિઓ જાણે, કુદરતી જોડાણથી, જીંદગી અને તેની ગેરહાજરીના, બેહેસ્ત અને દોજખના, એક બીજાની વિરૂદ્ધ જતા ચમત્કારો બનાવવાને સાથે આવી હતી.

દોજખને, નિર્દોષ તથા અજ્ઞાન લોકો ઊપર ગુજારવામાં આવતાં ઘાતકીપણાની જગા તરીકે નહીં, પણ "સર્વેથી ખરાબ હાલતની જીંદગી" તરીકે ઓળખવામાં આવ્યું છે. એજ પ્રમાણે બેહેસ્તને, વેહેમી લોકો માને છે તેમ તરેહવાર કલ્પિત મોજમઝાની દુનિયા તરીકે નહીં, પણ "મનના સર્વેથી સુખી હાલત" તરીકે વર્ણવવામાં આવ્યું છે.

બેહેસ્ત અને દોજખ વિષેના જરથુસ્ત્રના એજ ખરા વિચારો છે. મનની આંખેજ તે સમજી શકાય એમ છે, અને તે વર્ણન જેટલું રંગીન અથવા વેહેમોથી ભરેલું નથી, તેટલુંજ તે ઘણોજ સારો અને ઊંડો અર્થ ધરાવનારૂં છે. આપણીકને એનું જેવર્ણન છે, તે ઘણુંજ થોડું છે, પણ આપણે ભુલી જવું જોઇએ નહીં કે, એટલો થોડો હેવાલ પણ આપણને મળ્યો છે, તેજ એક સંભવિત સાબેતી છે કે, એના જેવો બીજો ઘણો હેવાલ આગળ હૈયાતી ધરાવતો હતો. ૩૦માં હાના આ એકલાં કીર્ત્તનને બદલે બીજાં ઘણાં કીર્ત્તનો હશે. આ બે પ્રથમ શક્તિઓ, જોકે દેખીતી એક બીજાથી જુદી છે, તોપણ તેઓ સાથેજ આવે છે; એટલું છતાં તેઓ પોતા વચ્ચેનો તફાવત ખોઈ દેતી નથી. તેમના વચ્ચે જેટલું જોડાણ છે, એટલીજ તેઓ વચ્ચે દેખીતી જુદાઇ છે.

૫. તેઓ વચ્ચેનું જોડાણ નહીં ઓળખી શકાય એવું નથી; કારણકે તેઓ બંને (ભલા ભુંડા) કાનુનો ઊત્પંન કરીને દરેક જણ પોતાની ખાસિયતને અનુસરતું કામ પસંદ કરે છે. અહુર ધર્મનો અશોઇ માર્ગ અને તે જોડે સઘળા જમાનાનાં પરહેજગારોને પસંદ કરે છે. બુરી શકિત બુરાઓને પસંદ કરે છે.

આ તમામ ફુલવાની નેમ અને અર્થ આ છે કે, જાહુકની ખરાબી માટે એક ભલો ઇશ્વિર જોખમદાર હોઇ શકે નહીં; અસલથીજ અસંપુર્ણતા અને સંકટો ચાલતાં આવે છે, તથા તમામ ચીજોમાં તે હંમેશ કુદરતી રીતે જોડાયલાં હોય છે. દલગીરી સદનતર ગરક જઇ, શેવટે સંપૂર્ણ સુખ મેળવવાનો વિચાર પાછલા જમાનાનો છે. ગાથામાં જે જરથોરતી ફમાનો જોવામાં આવે છે, તેમાં એવા વિચાર નથી. એક સ્વતંત્ર ધણીએજ ખરાબી ઊત્પંન કરીછે.

તે મહાન વિચારવંત (જરથુસ્ત્ર) તેની મતલબ સમજી શક્યો હતો; તે મતલબ આ છે કે, નીચ અને કમકમાત ઉપજાવનારા નીતિ વિરૂદ્ધના ગુણોની ઉત્પત્તી તથા તેથી તે ગુણો ધરાવનાર પોતે, અને તેના હાથમાં ફસેલાંઓ જે સંકટો વેઠે છે, તેનો અટકાવ ઇશ્વર પોતે કરી શકતા નથી. એટલા માટે આ સંકટો ઉત્પંન કરનાર એક બુરો દેવતા હતો, એમ ઠરે છે.

૬. દેવોની પરસ્તેસ કરનારા. એમને જરથુસ્ત્ર ધીઃકારે છે. તેઓ પણ જરથોસ્તીઓની માફકજ બુદ્ધિ ધરાવતા હતા, પણ તેઓ ખરૂં ટોલા કરવામાં નિષ્ફળ ગયા હતા, એમ જણાવવામાં આવે છે. તે કહે છે કે, તેઓ વિચાર કરવા બેઠા હતા, તેવામાં એક સેતાન (બુરા વિચારને માટે અલંકારી ભાષામાં આ શબ્દ વાપર્યો છે) તેમની આગળ આવી લાગ્યો. અને તેને તથા તેની હુકુમતને પસંદ કરવી, એવું તેમને સમજાવવા લાગ્યો. તેઓ તેની સલાહ કબુલ રાખી, ઝનુની બની ગયા, તથા માણસ જાતની જીંદગીને નુકશાન પોહોંચાડવાના ઠરાવ ઊપર આવ્યા. આ લગાર નાટકના જેવું લખાણ ગણી શકાય. તોપણ તેજ વખતે માણસ બુરી લાલચથી કેમ પડી ભાગે, તેનું ફીલસુફીનાં નીયમ પ્રમાણેનું આ વર્ણન છે. (પાછલા વખતનાં આ બીનાના વધારે રંગીન અને ઓછાં સાફ વર્ણન માટે. જરથુસ્ત્રને પોતાને[1] લલચાવવાને થયલી કોશેશની વીગત જુઓ. બાઇબિલમાં આદમ અને ઇવને સેતાને આપેલી લાંચનું જે વર્ણન આવ્યું છે, તેની તે ઊપરથી યાદ આવે છે.)

૭. "અત્માઇચા" શબ્દનો અર્થ માત્ર "આ ઉપરથી" કર્યે તો, વચમાં કાંઇ પણ ખાંચો પડયો નથી, એમ આપણે ધારી શકયે. વચમાં કેટલાક શ્લોકો જતા રેહેવા છતાં અર્થને કાંઇ ખલલ થતી નથી. આત્માનાં વસ્ત્ર તરીકે શરીર બનાવવામાં આવ્યું હોય, એમ આ ફકરા ઊપરથી દીસે છે. જો એમજ હોય તો, ફ્રવષિઓને લગતી બાબત જો કે ગાથાને બેગાની છે, તોપણ તેની ઊત્પત્તી કદાચ આ ફકરા ઊપરથી અનુમાન કરીને, અને ચોથા શ્લોકમાંથી પાધરી થઇ હોય તે બનવા જોગ છે. એક હાથ ઊપર મોટા અમેષાસ્પંદોના અને બીજા હાથ ઊપર દેવોના આત્મા અને કામો, તેમને વખાણનારા માનવીઓ સાથે ઊત્પંન થવા પછી, યાને એક પક્ષે ભલાઇ અને બીજા પક્ષે બુરાઇ પસંદ કરવા પછી, બાકીના અમેષાસ્પંદોએ આરમઇતિની સાથે મલી, નવા ઊત્પંન થયલા આત્માને શરીર બક્ષ્યું હતું. (આ ફકરામાં

---

૧. જુઓ વંદીદાદ ફરગરદ ૧૯ મી, ફકરા ૧–૧૦.

..વલી ભાષાના અર્થનું એજ અનુમાન થાય છે.) અત્રે પેગમ્બર, દાદાર હોરમજદને વિનંતી કરે છે કે, ભવિશ્યમાં અને ઘણુંકરીને ફ્રષકર્ડ યાને દુનયાના વધારાનું કામ સંપૂર્ણ થવા પછી, આ પેદા કરવામાં આવેલા આત્માઓ, અહુરએ, પોતાની પેદાએસ પ્રથમ બનાવી, તે વેલાના જેવા ફાયદા ભોગવે; એટલે કે તેઓ આગળ પેઠે પાછા પાપ વિનાની સુખી હાલતમાં, અને આરમઇતિએ પુરાં પાડેલાં શરિર સાથે, પાછા સજીવન થાય. (જુઓ યશ્ત ૧૯મી ફકરો ૮૯મો.)

૮. પણ, તે ઇસારાથી જણાવે છે, અને કદાચ એક ઓવાઈ ગયલા શ્લોકમાં જણાવ્યું હશે તેમ, જે કંગાળ લોકો બુરા વિચારને પોતાના ધણી તરીકે પસંદ કરે છે, તેમના ઊપર સજા ઉતરશે. તે સજા કોઇ પણ રીતે માત્ર કલ્પિત નથી; વળી **બુરા વિચારથી** જન્મ પામેલા મોટા પક્ષનેજ હાથે તે સજા અમલમાં મેલાશે. અને આ (સજાનું) કામ પુરૂં થશે (તથા ૩૧ મા હાના ૧૮ માં ફકરા ઊપરથી દીસે છે કે, માત્ર શબ્દોની તકરારજ તેમાં સજાના હથયાર તરીકે વાપરવાની નથી), ત્યારે તે ઊલટ સાથે જાહેર કરે છે તેમ. સઘલી હકુમત **મજદને** હાથ જશે, તે હકુમત **ભલાં મન**ના કાનુનને અનુસરતી થશે. **ભલાં મન**નો અંશ સઘલી પેદાએશમાં ફેલાવો પામશે, તથા (ભલું મન) **અમેષાસ્પંદ**ની ઊપમા ધરાવીને તેને વફાદાર રેહેનાર શેહેરીઓને ઉત્તેજન દેનારા શબ્દો કેહેશે, તથા હુકમ ફર્માવશે. અને શેહેરીઓ તે વેળાએ **જુઠાણાનો દરૂજ** જે દેવોનાં **મંડળ**નો ટેકો છે, તેને શીકસત આપશે એટલુંજ નહીં, પણ **સચ્ચાઈના** મોટા **ફરેસ્તા,** અમેષાસ્પંદની ઊપમા ધરાવનાર **અષ**નાં હાથમાં તેને બંદીવાન તરીકે સ્વાધીન કરશે.

૯. અને, સઘલી હકુમત અહુરના હાથમાં જાય એવી દુવા આતુરતાથી તેણે જે પ્રમાણે ચાહી હતી, તેજ પ્રમાણે તે આતુરતાથી અરજ કરે છે કે, તેને અને આગળ જણાવેલા તેના પક્ષકાર પાદશાહો અને સરદારોને, આ સત્યયુગ સંપૂર્ણ કરનાર આડત્યાઓ દાખલ માન આપવામાં આવે; એટલુંજ નહીં પણ તે વળી અરજ ગુજારે છે કે, અહુરને લગતાઓ (અમેષાસ્પેન્દો)ની માફક અમે દયાના કામો કરતા રહયે, તથા તે એકરાર કરે છે કે, અમારૂં સઘલું ધ્યાન તે જગા ઊપર રોકાયલુ છે, કે જ્યાં ફરેસ્તાની ઊપમા ધરાવનાર ધર્મને લગતી રોશની, પોતાનું વતન કરી રહી છે.

૧૦. તે એક વાર ફરીથી જાહેર કરે છે કે, જુદાણાનો અવતાર ધરાવનાર દરૂજ અને તેના પક્ષકારો ખચીતજ શીકસત તથા સજા પામવાના, અને તેમ કરીને અસરકારક રીતે સમજાવવાને શક્તિવાન થાય છે કે, અશો લોકો ઝડપથી સાથે જોડાઇ જશે અને બેહેસ્તના જેવું ઘરસંસારનું સુખ હાંસેલ કરશે.

૧૧. પોતાનો ટુંક પણ વજનદાર સંદેશો જણાવી દેવા પછી, તે પોતાના શ્રોતાજણોને ફર્માવે છે કે, જે સજા તથા બદલા મલવાના મેં જાહેર કર્યા છે, તેમની મુદત ધ્યાનમાં લેઇને, ધર્મના પવિત્ર વ્રતો ( કાનુનો )નો અભ્યાસ કરવો. તેમની (યાને સજા અથવા બદલાની મુદત) ખચીત લાંબી થશે; અને જેઓએ અમૂલ્યવાન સચ્ચાઇઓનો અભ્યાસ કર્યો હશે, તથા તે ઉપર ધ્યાન પોહોંચાડયું હશે, તેઓ પુરતું સુખ હાંસલ કરશે.

## તરજુમો.

૧. ઓ તમે (શ્રોતાજણો) જેઓ નજદીક આવો છો, તથા શિખવાની ખાહેશ કરો છો,[૧] તેમને કોઈ પણ પ્રકારની (સઘલી ચીજો)ને પીછાણનાર તે સાહેબની તરફ ધ્યાન ખેંચનારી બીનાઓ[૨] હું હવે જાહેર કરીશ; અહુરને માટેની વખાણો અને ભલાં મનમાંથી (ઉત્પંન થતી ) યજ્ઞની ક્રિયાઓ, તેમજ અષના તરીકા પ્રમાણે ચાલવાથી ઊપજતા ભલા વિચારો (હું તમને જાહેર કરીશ). અને હું (અહુરને) વિનંતી કરૂં છું[૩] કે, રોશનીઓમાંથી શુભ પરિણામો દેખાય.

---

૧. 'ઇશ' નો અર્થ ઇચ્છા સાથે નજદીક પોહોંચવું થાય છે, તેથી પેહેલવી તરજુમો કરનાર, તેને માટે છુટથી ' ખાહીશનો ' અર્થ કરે છે.

૨. ' માંજદથા ' વાંચો.

૩. દીર્ઘ ' એ ' વાંચવાથી એવોજ અર્થ થાય છે; પણ " યએચા " નીચે વર્ણવેલા બે કાનુનો માટે વપરાયલાં સર્વનામનું નપુસક દ્વિ વચનનું રૂપ થઇ શકે. યએચા=હું વિનંતી કરૂં છું, આ અર્થ જોકે વ્યાકરણના કાયદા પ્રમાણે ઘણોજ સ્વભાવીક છે, તોપણ અહીં તે સારી રીતે બંધ બેસતો નથી, કારણ કે કર્તા બીજે ઠેકાણે જે નક્કીપણે પોતાના ફતવાઓ આપે છે, તેને સાથે લેતાં, તે આ ઠેકાણે પોતાના સંદેશાની ફત્તેહ માટે જે અરજ કરે છે તે ઠીક લાગતો નથી. બે ઇશ્વરી મતના ફતવા ઊપર રચાયલા ઊંચાતા ( વ્રત)

૨. તમે ત્યારે તમારા કાનો વડે સાંભળો; વધારે સારાં મનની આંખો ) વડે પેલી પ્રકાશીત રોશની[1] જોવો. માણસ માણસે (તકરાર કરીને) દરેકજણે પોતાને માટે એક ધર્મ નકી કરવાનો છે. આ કામને પાર ઉતારવાની મોટી કોશેશ આગમચ તમે ( સઘલાઓ ) અમારાં[2] શિખવવા તરફ બીદાર થાવો ! [3]

---

મુકિત મેળવિ આપે છે. તેટલા માટે સરૂઆતના આ શ્લોકમાં તે બાબે ઇસારો કરવામાં આવ્યો હોય. માણસ જાતનાં કીસ્મત સાથે પાધરી યા આડકતરી રીતે સંબંધ રાખનાર નિશાનો આકાશી રોશનીઓ ધરાવે છે, એવો ફલો અસલથી કબુલ રખાતો આવેલો દીસે છે. (સરખાવો ૨૯મા હાનો ૩જો ફકરો, જયાં બુલંદ આતશને, દીનદાર લોકોનાં કીસ્મત સાથે સંબંધ રાખનારા ઘણીજ અગતના સવાલો બાબત, ઇશ્વર તરફથી ગતિ મલતી હોય, એવો ઇસારો કરવામાં આવયો છે.) અહીં રોશનીનો અર્થ દરેમેહેરમાંના આતશની રોશની કરવાની મતલબ રખાઇ હોય, તો તે પણ બનવા જોગ છે. (બીજા શ્લોકમાં આવેલો "સૂચા" શબ્દ જોવો.) પેહેલવી તરજુમો કરનારે "દેન્ રોષનો પવન્ વેનિશ્નો હૂરવાખ્-મનીહ્" એવો અર્થ કર્યો છે. "યેચા" અથવા "યએચા"ને ક્રિયાવાચક રૂપ દાખલ સ્વીકારવાને પેહેલવી તરજુમો પસંદ કરતો નથી. પણ જો તેને સર્વનામ તરીકે લેઇએ, તોપણ તેમાં ફેરફાર કરવાની જરૂર છે; "યએચા યા"="યેચ યેન" બનવો મુશ્કેલ છે. તે અર્થે આપણને ત્યારે આ રીતે તરજુમો કરવાની ફરજ પડેઃ અને તે બે ચીજો કઇ (હતી) જેથી તારાઓમાંથી શુભ પરીણામો જોઇ શકાય છે? બીજાઓને એના સંબંધમાં મુશ્કેલી લાગી છે, અને આ શબ્દને બદલે "અષયએચા" (?) જોઇએ એવી પણ અટકલ કરવામાં આવી છે. સ્પીગલ કે વેસ્તરગાર્ડ દીર્ઘ 'એ' તેમાં વાપરતા નથી.

૧. "ગોષાનો સૂડ ન્યોક્ષિશ્નીહ [ ઐધશ્ ઘોષ્ બરા વશમ્મુંદ ] ઔક રોષનો." આકાશી રોશની પછી દરેમેહેરમાંની રોશની વિષે ઇસારો કરવામાં આવે તે સ્વભાવીક છે.

૨. "અમને શિખવવાને" એવો અર્થ થવો મુશ્કેલ છે. "આ દરેક જણને શીખવવા માટે" એવો અર્થ કદાચ થઇ શકે.

૩. મૂળ અર્થઃ જાગૃતી ભરેલા ( તમે થાવો ).

૩. આ પ્રમાણે સરૂઆતની (બે) આ શિકતઓ છે, જેઓ જાણે જોડવાં[1] હોય તેમ (પોતાની એકબીજાથી ઉલટી કોશેશોને સાથે મેળવે છે) અને (તે છતાં તેઓમાંનો દરેક) પોતાનાં કામોમાં સ્વતંત્ર હોવા વિષે (અસલથી) પ્રખ્યાતી ધરાવતી આવી છે. વિચારમાં, બોલવામાં અને કરવામાં તેઓ બંનેમાંની એક ભલી અને એક બુરી[2] છે. અને ડાહપાઓએ આ બંનેમાંની સાચીને પસંદ કરવી. બુરૂં કરનારાઓ (પેઠે તમે પસંદ કરતા[3])ના[4] !

૪. (બઅદ્યોત) જયારે તે બંને મિનો(ઈશકિતઓ) પ્રથમમાં જીંદગી અને જીંદગીની ગેરહાજરી[5] બનાવવાને[6] અને દુનીઆની શેવટ-

૧. પેહેલવી તરજુમો કરનારે તો પોતાના તરજુમામાં અસલ શબ્દજ વાપર્યો છે. આ બીના ધ્યાનમાં રાખવાની જરૂર છે કે, "યઓઉરૂયે (પોઉરૂવિયે) નપુસક છે, અને તેજ બીના "વહયો" અને "અકૅમ્યા" પણ નપુસક છે. આ માફક નિર્જીવ લખવી જોઇતી નથી.

૨. પેહેલવીમાં છુટથી આ પમાણેનો તરજુમો કરે છે:—"બેનફ્રશ્મન–[અઇધશાનો વિનાસ, વ કિર્ફક બેનફ્રશ્મન બરા યેમલેલુંડ]. તેઓએ પોતાને પાપ અને ભલાં કામો દાખલ જાહેર કર્યાં. નેર્યોસંઘનો તરજુમો આ પ્રમાણેનો છે: यो पुण्यं पापञ्च स्वयं अवोचतां.

૩. બરા વિજીડ્. નેર્યોસંઘમાં वीभक्तवान મળે છે. જો આ શબ્દ ત્રિજો પુરૂષ અનેકવચન, સંશયાર્થ હોય, તોપણ તે અહીં આગ્નાર્થ કાળના જેવી મતલબ ધરાવે છે. કદાચ તે અનિયમીત ભુતનાં રૂપમાં હશે.

૪. આ અગતની બાબત વીષે નેર્યોસંઘનો તરજુમો હું રજુ કરૂં છું: આ પ્રમાણે બંને મિનોઓ [હોર્મિજદ અને આહર્મન] જેઓ દરેકે પોતપોતાનો (કાનુન) દુનીયામાં પ્રથમ જાહેર કર્યો; [એટલે કે, જે દરેક જણે જણાવ્યું, એકે પોતાનું ભલું (કામ) અને બીજાએ પોતાનું પાપ] વિચારમાં, બોલવામાં અને કરવામાં એમની જોડી હતી, એક સર્વેથી ચહડયાતી અને એક સર્વેથી ઊતરતી. અને આ બંનેમાંથી ભલી સમજશકિત ધરાવનાર [   ] સચ્ચાઇને પીછાણનાર હતો, પણ બુરી સમજશકિત ધરાવનાર (તે પીછાણી શકનાર હતો) નહીં [   ].

૫. પેહેલવીમાં "ઝવન ઝેંદકીહ્–વ મૂનિચ્ અઝેંદકીહ." નેર્યોસંઘ પ્રમાણે "जीवितेनच अजीवितेनच." ભાવવાચક રૂપ "અજયાઇતીચા" ધ્યાનમાં લેવા; તેને સેહેલાઇથી પસાર કરી શકાય એમ નથી.

૬. પેહેલવીમાં દજ઼દે=અવૉાજ઼ક દહિશ્નો.જો તેને કૃદંત નહીં લખ્યે તો, ત્રિજા પુરૂષ દ્વિવચનમાં તેને લેવું પડે, અને ત્યારે તેનો અર્થ "તેઓ બંનએ

ની (વ્યવસથા) કેમ કરવી તેની, યાને પાપીઓ માટે સર્વેથી ખરાબ જીંદગી (દોજખ) અને અશો લોકો માટે મનની સર્વેથી સરસહાલત[1] (બેહેશ્ત)ની ગોઠવણ કરવા સાથે આવી,

૫. (ત્યારે તેઓમાંની દરેકે પેદાએશને લગતું પોતપોતાનું કામ પુરૂં કરી રેહેવા પછી, પોતાને માટે જુદા જુદા પ્રકારની હકુમત પસંદ કરી.) તેઓ બંનેમાંની જે બુરી હતી, તેણે (ખરાબી પસંદ કરી અને) તેમ કરી ખરાબમાં ખરાબ પરીણામો નીપજાવવા [2] માંડયાં; પણ તેઓમાંના વધારે ફાયદેમંદ મિનોએ [3] (ઇશ્વરી) અશોઇ પસંદ કરી, જે (યાને અશોઇને પસંદ કરનાર) આકાશના મજબુત [4] પથરાઓનું (જાણે પોતાના દગલા મીસાલે) પોતાના શરિર ઉપર ઢાંકણ કરે છે. વળી તેણે તે લોકોને પસંદ કર્યા, કે જેઓ ખરેખર ધર્મના કાનુન પ્રમાણે [5] (કરેલાં) કામોથી અહુરને સંતોશ પમાડે છે.

---

કર્યું" થાય. ગાથામાં સામાન્ય રીતે વાકયને છેડે કૃદંત આવતો નથી. શું તેને ત્રિજો પુરૂષ એક વચનમાં લેઇ શકાય ?

૧. જરથુશ્ત્રનાં કીર્તન કેટલી ઊંડી મતલબ ધરાવનારાં છે, તે આ ફકરાથી દીસે છે. કર્તા ઘણી ઊંડી નેમ રાખતો હતો, એમ સમજવાની વ્યાકરણ આપણને ફરજ પાડે છે. ગાથાનું સઘલું લખાણ ભાવવાચક રૂપે તેમજ ઊંડી મતલબ રાખનારૂં છે.

૨. વૅરૅજયો શબ્દ પુલ્લીંગ ૧લી એક વચનમાં છે, અને તે આ વાકયમાં જે જગા ધરાવે છે તે ઊપરથી સ્વભાવીક રીતે જણાઈ આવે છે. સરખાવો "માંથ્રાઇશ વૅરૅજયાઇશ".

૩. જોવો કે અહુરને બેશક "સ્પૅનિશ્ત મઇન્યુ" ના એલકાબથી ઓળખવામાં આવ્યો છે. બીજે ઠેકાણે કેટલીકવાર આપણને "તેનો ફાયદેમંદ મિનો" એવો અર્થ કરવો પડશે.

૪. "જકે સખ્ત સગ્ નિહુફ્તો આસ્માનિક્." નેર્યોસંગ પ્રમાણે गाढतरं आकाशं दधौ.

૫. "ખરેખરાં ભલાં કામોથી પરેહજગારીના તરીકા પ્રમાણે અહુરને સંતોશ આપે છે." આ બીના ધ્યાનમાં લેવી જોઇએ છે કે,પેહેલવીમાં "ફ્રઓરેટ"નો છુટો અર્થ કરવામાં આવ્યો નથી. "અવો અઊહર-મજદ"માં તેનો અર્થ મિલાયલો છે. નેર્યોસંગ પ્રમાણે प्रकटाढ्‌क्ष कर्मभिः

૬. અને આ બે મિનોઇ શકિતઓમાંથી દેવો (અને દેવપરસ્તીઓ) વાજબી પસંદગી[1] કરી શકતા નથી, કારણ કે અમે તેમને આંધળા કર્યા[2] છે. તેઓ પોતાની અનજુમનમાં[3] સવાલો પૂછતા હતા અને તકરાર ચલાવતા હતા, તે વેળા એ (દેવની ઉપમા ધરાવનાર[4]) દુષ્ટ મન તેમની નજદીક પોતાની પસંદગી કરાવવા માટે પોહોંચ્યું. (તેઓ પ્રાણઘાટક ચુકાદા ઉપર આવ્યા.) અને તે ઉપરથી માનવીઓની જીંદગીને અપવિત્ર કરવા[5] માટે, ઝનુનના દેવ ભણી સાથે દોડયા.

૭. આ ઉપરથી[6] (ફરેસ્તાની ઉપમા ધરાવનાર પરેહજગાર લોકોની પાકીજગી) આરમઇતિ નજદીક આવી, અને તેણી જોડે પાદશાહી સત્તા, ભલું મન અને અષ (રાસ્તી) આવ્યાં. તથા (ભલા તથા બુરા મિનોની પેદાએશોને), હંમેશ સુધી ટકનારી અને હંમેશ કોશેશ કરનારી[7] આરમઇતિએ શરિર બખશ્યું. અને આ (તારા લોકો) માટે,

---

૧. "લા રાસ્તો વિજીનંદ." ન્યાય કરવામાં તેઓ આંધલા છે; ગાથામાં આ વિચાર સામાન્ય છે; સરખાવો "સચ્ચાઇની નજર આગળથી જે તેમને દૂર રાખે છે", ઇત્યાદી.

૨. 'વ મૂનિચ્ વહ્મનૃશાન્ ક્રીફત્' ઉપરથી ધાતુ જણાઇ આવે છે.

૩. આ ફકરો વન્દિદાદના ૧૯મા હાના ૪૫ મા ફકરાની આપણને યાદ આપે છે; ત્યાં દેવો જરથુશ્ત્રના આવી પોંહોંચવા બાબે વિચાર કરવાને પોતાની અનજુમન ભરે છે.

૪. સરખાવો આ હાનો શ્લોક ૪થો, જ્યાં "વહિશ્તૅમ્ મનો" નો અર્થ બેહેશ્ત થાય છે. 'જસટ' ક્રિયાપદનો તે કર્તા છે, અને વાકયમાં કર્તાને માટે જે લાયક જગા ગણાય તેજ તે ધરાવે છે.

૫. જેથી જેઓ લાલચમાં ગીરફતાર થયા ન હોય યાને જેઓએ પાપ કર્યું ન હોય, તેમની જીંદગીને સરો લગાડવાને તેઓ શકિતવાન થાય.

૬. અથવા "તેની પાસે." યાને કોઇ ન જણાયલા પરોપકારી નજદીક; "અમારી પાસે" એવો અર્થ થઇ શકવો મુશ્કેલ છે. પેહેલવીમાં "અવો વહ્મન્" છે, પણ નેર્યોસંઘ માત્ર તત્રચ અર્થ કરે છે. ૪૩ મા હાના ૧ લા ફકરામાં અને ૪૭મા હામાં આવેલો "અહમાઇ" શબ્દ જોવો.

૭. આંન્=અંદર. પેહેલવીમાં છુટથી "પવન અસ્તુબીહ" અર્થ કરવામાં આવ્યો છે. પેહેલવીવાળાએ નમ+અ" ધાતુ લીધેલો દીસે છે. "કૅહ્રપૅમ્"

( તે શરિર ), ઓ મજદ ! તું પ્રથમ તારી પેદાએશો સાથે આવ્યો તે, વેળાએ જેવું હતું, તેવુંજ ( શેવટ સુધી ) રેહેવા દેજે. [1]

૮. અને ( જે મોટી લડાઈ, દેવોએ પ્રથમ પોતાના મિત્ર દાખલ અનુનના દરૂજને પકડયો [2] ત્યારથી સરૂ થઈ હતી, તે પૂરી થઇ રેહેશે), અને આ કંગાલો ઉપર(વાજબી) સજા ઉતરશે, ત્યારે, ઓ મજદ ! (તારા લોકોમાંનું તારૂં) ભલું મન તારે માટેની હકુમત મેળવી રેહેશે. કારણ કે, ઓ હૈયાત સાહેબ ! ( તે ભલું મન [3]), જેઓ જુઠાઇના દરૂજને અષ (શસ્તી)ના બંને હાથો [4] માં (એક નાશ કરનારના હાથમાં એક બંદીવાન મેલાય તેમ) સ્વાધીન આપશે, તેમને પોતાનો ઉપદેશ જણાવે છે.

---

સ્ત્રીલીંગ છે. "આન્મા" તેની જોડે એકજ વિભકિતમાં પણ નપુસક હોઈ શકે. અગર નહીં તો "મા" ને પ્રત્યય તરીકે લેખવો જોઇશે. શું "કેહૃપેમ" આહીં નપુસક તો નહીં હોય ? આત્માઓને હાડમંદ ધાંકણ મળવાથી, તેઓ પોતાની ઊપર કાબુ રાખીને નીતિના ગુણો ખીલવી શકતા. આ હાની સરૂઆતના દીબાચામાં જણાવ્યું છે તેમ, ગાથામાં ફ્રવષિઓ વિષે જણાવ્યું નથી. પણ આત્મા આગમચથી હૈયાતી ધરાવતા હતા, તેનો ઇસારો તો આપણને આ ઉપરથી મલતો ન હોય ? જો આરમઇતિએ શરિર બખશું હોય, તો તે ઊપરથી અનુમાન કરી શકાય કે, (જીંદગી અને જીંદગીની ગેરહાજરી બનાવનારી) બંને મિનોઇ શકિતઓનાં અને આ કામ વચ્ચે કેટલીક મુદત ગુજરી ગઇ હતી.

૧. અશો (ગુજરેલા) લોકોને પ્રથમ વેળાની માફક પાછાં શરિર મળવાના છે તે બીનાનું ૧૯ મી યશ્તના ૮૯ મા ફકરા ઊપરથી અનુમાન કરી શકાય છે.

૨. જુઓ આ હાનો શ્લોક ૬ઠો.

૩. "શસ્તી"નો કર્ત્તા બીજો કોણ હોઇ શકે ?

૪. જુઓ આહીં અષને દેખીતું અલંકારી રૂપ આપ્યું છે. તેનો શેવટનો ભાવાર્થ ઘણો સાદો છે. "અષના હાથમાં" અને "ઇશ્વરના નોકરના હાથમાં" એમ બોલવું સરખું છે. પણ તરજુમો તે પ્રકારે કરી શકાય નહીં. પેહેલવીવાળાનો તરજુમો આ પ્રમાણે છે:—આ રીતે વળી તે પેદાએશમાં [શેવટનાં શરિરમાં] આ પાપીઓ અને અદેખાઓમાં અદેખાઈ આવે છે; [એટલે કે, બદલો લેનારાઓ તેમને સજા કરશે.] અને, તેટલા માટે, ઓ અઊહુરમજદ ! જેને તું પાદશાહી ગણે છે, તે વડે વોહૂમન ઇના-

૯. જેઓ આ મોટી નવીનતા બનાવે છે અને આ દુનીયાની (તે સંપૂર્ણતા પામે ત્યા સુધી) વૃદ્ધિ કર્યા જાય છે, તેમના જેવા અમે થઇએ. મજદના અહુરઓ [1] (જેવા પણ) અમે થઇએ; (વળી તારા લોકોને) મદદ આપવા માટેની તૈયારી સાથે મળવા [2] (અને) અષની સાથે મળી તેમને (ફાયદા [3]) આપવા (માટે તારા જેવા અમે થઇએ.) કારણ કે, ખરૂં ડહાપણ જે મકાન [4] માં પોતાનો વાસો કરી રેહેશે, ત્યાં [5] અમારા વિચારો (બંધાતા) થશે.

---

મ આપશે. ઓ અઊહુરમજદ ! આ વર [ અઊહુરમજદના ધર્મ માર્ફતે], જ્યારે કોઇને અશોઇનો અભ્યાસ કરાવવામાં આવે છે [એટલે કે અશો લોકોના લાભ શામાં સમાયલા છે તે શિખવવામાં આવે છે] ત્યારે દ્રુજ [જે અહુરમોક દ્રુજ છે ] તેના હાથમાં સપડાય છે.

૧. અગર નહી તો 'અહુર-મજદઓ' અથવા 'ઓ મજદ અને અહુરઓ!' પણ પ્રથમમાં વ્યાકરણના કાયદા પ્રમાણે થતો અર્થ આપવો જોઇએ છે. ૩૧ મા હાના ૪ થા ફકરામાં ગેથ કહે છે કે 'અહુર-મજદઓ' શબ્દ મળે છે.

૨. પેહેલવી શરેહ આ પ્રમાણે છે: [અઇશ્નશાન હમીષ્પ હન્જમન મદમ્ તનૂયે પસીનો ફ્રુનિરનો]. આ શરેહ વિના જરૂરે લંબાવવામાં આવી છે; પણ તે ઉપરથી ઘણો ધાતુ જણાઇ આવે છે, અને તે 'મદ' ધાતુ છે; સ્પીગલ પણ એજ અર્થ લે છે.

૩. અથવા કદાચ '(નાચારોને) ટેકવવા'. પેહેલવીમાં 'દૃદ્રૂનિશ્નો' શબ્દ માત્ર મળે છે.

૪. પેહેલવી 'મિહાનો' અને ફારસી 'મકાન.'

૫. પેહેલવીમાં 'હથ્રા' નો અર્થ અસાર છેડા વિનાનું કર્યો છે. પણ 'હથ્રા' તથા 'યથ્રા' એક બીજા સાથ સંબંધ ધરાવે છે તે દેખીતું છે. આ ફકરાનો ફારસી તરજુમો નીચે પ્રમાણે મળે છે:–

' અએદૂનો હમ્ મા કીહ્ આને તૂ હસ્તમ્; [ કૂ આને તૂ પેશ્ હસ્તમ્] ઇન્-રસ્તાખિઝ કર્દન્ અન્દર જિહાન્.

'કીહ્ મિનિશ્ન્ બેહ્ [કૂ મિનિશ્ન્ પહ્-દારદ્] અશ્ આન્જા દાનાએ હસ્ત્ [કૂ આખિરે ચીઝ પહ્ નેકી બિહ્ દાનદ્] અન્દર મકાન.'

૧૦ (અને જયારે દુનીઆ સંપૂર્ણતા મેળવી રેહેશે) ત્યારે જુદા-ણાની દેવો ઉપર નાશનો ફટકો પડશે, (અને તેણીજોડે તેણીના પક્ષકારો મરણ પામશે), પણ અશો, પરેહજગાર લોકો, જેઓ (દુનીઆમાં) સારી આબરૂ [1] (અને માન) સાથે ફરહર કરે છે, તેઓ ભલાં મન અને અહુરનાં સુખદાયક મકાનમાં ઘણીજ ઝડપથી ભેગા મળશે.[2]

૧૧. જે માટે, ઓ તમે માનવીઓ! (આપણાં) સુખ[3] અને (આપણાં) દુઃખ[4] માટેનાં અહુરએ ધર્મના જે ફરમાનો આપ્યાં છે, તે તમે શિખો છો.[5] પાપીઓ માટે કયા લાંબા જખમ અને અશો લોકો માટે શું સુખો ઠરાવેલાં છે તે (પણ તમે શિખો છો.) અને જયારે આ (અમલમા મેલાવા માંડશો ત્યારે) તમે મુકિત પામશો.[6]

---

૧. પેહેલવીમાં 'મૂન્ વાદૂન્દ ઝક શપીર નામીકીહ-તેઓ સારી આબરૂ ઉત્પંન કરે છે.' એવો અર્થ મળે છે; જાણે કે 'ઝઑન્તે'નો અર્થ ઉત્પંન કરવું સમજવામાં આવતો હોય.

૨. આ ફકરાનો પેહેલવી તરજુમો નીચે પ્રમાણેનો થઈ શકે છે:- આ રીતે [પછવાડેની જીંદગીમાં] સુખદુખની વેંહેંચણી થતી વેળાએ તે દ્રુજ [જે ગનરાક મીનાબદ છે] તેનો નાશ થશે [ ] જયારે (તેનું) લશ્કર વિખેરાઈ જશે. આ પ્રમાણે તેઓ આતુરતાથી [ઇનામ મેળવવાને] આગળ વધે છે, જે વોહૂમનનાં ભલાં રેહેથાનથી [એટલે તેઓ પવિત્ર જીંદગી ગુજારે છે ત્યારે] મેળવી શકાય છે. જેઓ સારી આબરૂ ઉત્પંન કરે છે, તેઓ આ પ્રમાણે **અહોરમજદ** અને **અષવહિશ્ત** તરફ જાય છે [એટલે કે, જે સારી આબરૂનો શખ્સ હોય છે, તે ઇનામ મેળવવાને આગળ ધસેછે.]

૩. ખીતિઆને હાલ સાધારણ રીતે "હુમઇતિ" ઉપરથી નીકલેલો સમજવામાં આવે છે, પણ hu અક્ષર hv ને મલતો હોય તે શક ભરેલું લાગેછે.

૪. "એનૅઇતી"ને બદલે "અનિતી"="અટકી પડેલો વધારો" વાંચો. "ખીતિઆ એનૅઇતી" એટલે "અસ્તોદય" થઇ શકે. પણ આ અટકલ માત્ર છે.

૫. વલી અહીં પેહેલવીમાં "આમૂખ્તિશ્નો" શબ્દ કઢંગી રીતે મળે છે. શું એનો અર્થ "શિખવા"નો અને "આમૂઝિશ્નો" નો અર્થ "શિખવવા"નો કરવાનો ઇરાદો તો રાખેલો નહીં હોય? હું એમ ધારી શકતો નથી.

૬. પેહેલવીમાં આ વાકય નીચે પ્રમાણે મળે છે: 'અએતૂનો આખર વહ્મન્શાન્ અઇતો નદૂકીહ.'

# યજશ્નેનો હા ૩૧ મો.

## જરથોસ્તી ધર્મનો ફેલાવો અને તેને માટે ચાલેલી લડત.

આ હાનું લખાણ તેની આગમચના હાનાં લખાણથી જુદા પ્રકારનું છે, એટલે કે આગળા હામાં સામાન્ય બાબતોનું વિવેચન કરેલું છે, ત્યારે આ હામાં માત્ર ચોકસ બાબત હાથ ધરવામાં આવી છે, તથા વળી આગળા હામાં માત્ર ફર્માનોજ અપાયલાં હતાં, ત્યારે આ હામાં તે ફર્માનો પ્રમાણે અમલ કરવામાં આવ્યો છે. આગળા હાના છેલ્લા અને આ હાના પેહેલા શ્લોકમાં આવતા 'ઉવાતા' શબ્દ ઉપરથી તેઓ બંને એક બીજા સાથે સંબંધ ધરાવતા લેખી શકાય. અલબતાં આ ઘણું બનવા જોગ છે કે, આપણે હાલ જે શ્લોકો ધરાવ્યે છીયે, તે અસલ લખાણોનો બચી શકેલો એક ભાગ માત્ર છે, તથા અહીં તહીં બીજાં લખાણોમાંના ફકરા ઘુસાડવામાં આવ્યા હોય.

ભાષામાં સેહેજ પણ ફેર દેખાતાં કેટલાક લખનારાઓ એવું માની લેવાનું પસંદ કરે છે કે, અસલ લખાણ ખોવાઈ ગયું છે, અથવા તેમાં પાછળથી કાંઈક વધારો કરવામાં આવયો છે; વળી એવો ફેર દેખાતાં તેઓ એમ પણ માની લે છે કે લખાણની બાબતમાં ફેરફાર કરવામાં આવ્યો છે. આવા બનાવો ઉપર હદથી જયાદા વજન મેલવું હું ઉપયોગી ગણતો નથી.

વચમાંથી કોઈ ભાગ ખોવાઇ ગયો હોય અથવા કોઈ ભાગ અંદર પાછલથી ઘુસાડવામાં આવયો હોય, તોપણ આ લખાણો એક સરખી બાબત વિષેનાં અને એકજ જમાનાના છે, તે બીનાને તેથી ધોકો પોંહોંચતો નથી. વળી ઘડી ઘડી એકની એક બાબતો, હાલ જમાનાના કેટલાક લખાણો માફક, તેમાં ફરીથી દાખલ નહીં કરવાથી, આ શ્લોકો વધારે અસરકારક થતા ગયા છે.

આ હાનાં લખાણને આપણે આ પ્રમાણે વેંહેંચી નાખી શકીશું: પેહેલા બે શ્લોકોમાં યજમાનોને બોધ કરેલો છે અને તે આગળા હાના શેવટના શબ્દો સાથે સંબંધ રાખે છે; ૩-૫ શ્લોકોમાં અહુરને વિનંતી કરવામાં આવે છે; છઠ્ઠામા દીનદારોને બોધ કરેલો છે; ૭-૧૭ માં અહુરની બંદગી છે; ૧૮ માં યજમાનોને બોધ કરેલો છે; ૧૯ માં અહુરની બંદગી છે; ૨૦, ૨૧માં યજમાનોને બોધ છે; ૨૨ મો વધારાનો છે.

આ રીતે આ હામાં એકજ પ્રકારની બાબતનું વીવેચન છે, અને તેના સઘલા ભાગો એક બીજા સાથે સારી રીતે ગુંઠાયલા છે, એમ લખીને હું નીચે પ્રમાણે આગળ વધું છું. આગળનીજ પેઠે લોકોના એક મોટા મેળાવડાની આગળ પેગમ્બર ભજન ગાય છે.

૧. તે કહે છે કે, હું જે બોલું છું તે વિરૂદ્ધ પક્ષવાળાઓ નાખુશીથી સાંભળે છે, તોપણ તેજ સાચા સુખનોને, જેઓ મજદ તરફ ખરાં દીલથી ભક્તિભાવ ધરાવે છે, તેઓ ઉત્તમ લેખે છે, કારણકે તેમની ભલી વળણ તેમની સમજશક્તિને તીક્ષ્ણ કરે છે.

૨. પછી તે જાહેર કરે છે કે, પવિત્ર ધર્મની સચ્ચાઇઓ અત્યાર સુધીમાં પુરાં પાડેલાં સાધનોથી બરાબર સમજાઈ ન હોય તો, હું તમોને તે વધારે અસરકારક રીતે સમજાવવા માટે, ઇરાની લોકો અને તેમનાં ગાયઢોર અથવા કદાચ તમામ પવિત્ર પેદાએશની તરફથી ગાયોના આત્માએ કરેલા વિલાપના જવાબમાં, અહુરમજદએ દીનના પેશ્વાનો જે ખાસ ઓહ્દો મને બખશ્યો છે, તેની રૂએ તમારી નજદીક હું આવીશ. પછી તે ખાતરીથી વધુ આ બીના જણાવે છે કે, બંને પક્ષો વચ્ચેની લડતનો ફડચો કરવા અર્થે તે ઓહ્દો ઉભો કરાયલો છે અને તે સત્યતાનાં કામને ફતેહમંદ ઉતારશે.

૩. આ પછી અહુરને યાદ કરી, જે ઓહ્દાનું વર્ણન તેણે હમણાજ પોતાના યજમાનો આગળ કર્યું છે, તેનાં સ્વભાવીક પરીણામ તરીકે જે સંતોશકારક ચુકાદો મલવો જોઇએ અને જે, પવિત્ર આતશ અને પવિત્ર ધર્મક્રિયાની મારફતે બંને લડત ચલાવનારા પક્ષોનાં મન તીક્ષ્ણ થઇને સમજી શકાય છે, તે મેળવવાને તેને વિનવે છે. તે એકરાર કરે છે કે, માણસ જાતને બુરા માર્ગ ઊપરથી ભલા માર્ગ ઊપર લાવવાના ઊપાય તરીકે એજ ફતવો જાહેર કરવો જોઇએ છે. અહીં આપણને જણાય છે કે, જરથોશ્તી–મજદયસની ધર્મ, બીજા ધર્મવાળાઓ સામે લડત ચલાવવાની અને તેમને વતલાવવાની નેમ રાખે છે.

૪. સઘલા અમેશાસ્પન્દોને 'મજદના અહુરઓ'નો ધ્યાન ખેંચનારો એલકાબ આપીને તેમને તે અરજ કરે છે કે, એક મોટું બળવંત રાજ્ય સ્થાપવું, કે જેથી દીનની વિરૂદ્ધ થનારા અને દેવોની પરસ્તેસ કરનારાઓનાં ગુસ્સો ઉપજાવનારાં જુઠાણાંને હું હઠાવી શકું.

૫. પોતાનું કામ પાર ઊતારવા માટે શક્તિવાન થવા અર્થે, હાલ શું કરવું જોઇએ અથવા નજદીકનાં ભવીશ્યમાં શું બનવાનું છે, તે વિષેનું ન્યાય સંબંધી જ્ઞાન તથા ભવિષ્યવાણી તે જાણવા માગે છે.

૬. ભવિષ્યવાણી જાણવા માટે તેણે કરેલી વિનંતીના જવાબમાં તેને તુરતજ એક માંથ્ર જણાવવામાં આવ્યો હોય એમ ધારી શકાય છે. તે તે માંથ્રની વખાણ ગાય છે. ઇશ્વરના આ કલામની જોડે અહુરની પાદશાહી સત્તાની પણ તે વખાણ ગાય છે. તે સત્તા એવાં રાજ્યમાં સ્થપાવાની હતી, કે જયાં ભલાઇનો વધારો થાય અને સર્વોપરી નહીં તો પણ તે આબાદ થઇ શકે.

૭. પવિત્ર અષ જેને તે અમેષાસ્પંદની ઊપમા આપે છે તે, તેમજ પોતાના જોડયા તરીકે ગણાતાં ભલાં મન (બહમન)ને પેદા કરનાર સાહેબનાં ડહાપણની ગવાહી દાખલ, તે તારાઓ અને ગ્રહોનો દાખલો આપે છે. તેઓને ટેકો તથા માન અહુરને લીધેજ મળે છે, કારણ તે અચળ છે, એમ તે જણાવે છે.

૮. આ શ્લોકમાં તે પોતાનો વિચાર ફરીથી જાહેર કરે છે કે. સર્વેથી સરસ આરાધનાને લાયક મજદ છે, જે ભલાં મન (બહમન)નો પિતા થાય છે, અષનો પેદા કરનાર છે, તથા માણસોનાં કામો ઊપર દેખરેખ રાખી ચુકાદા આપનાર છે. આ રીતે ભલું મન અને અષ તેની સાથ નીકત સંબંધ ધરાવતા હોવાને લીધે, તેમની પણ આરાધના કરવી લાયક છે.

૯. અમેષાસ્પંદની ઊપમા ધરાવનાર ભક્તિભાવ (આર્મઇતિ) પણ મજદનીછે એમ તે જણાવે છે.તે મજદને કહે છે કે, આર્મઇતિ તારી છે; બીજે ઠેકાણે આર્મઇતિને તેની દીકરી તરીકે તે ઓળખાવે છે. ૨૯ મા હામાં જણાવ્યું છે તેમ, તે તેને ગાયોના અને અશો ઇરાનીઓના કીસ્મતની ગોઠવણ કરવાની તેને સમજ આપનારી બુદ્ધિના પેદા કરનાર તરીકે અહીં પણ ઓળખાવે છે. અને તે પ્રમાણે તે ગાયોને માટે રસ્તો તૈયાર કરે છે. ગાયોને માટે તે રસ્તો તૈયાર કરે છે એટલે શું તે સમજવા માટે ૨૯ મો હા જોવાની જરૂર છે; ગાયો તેમાં પોતાની સામે ગુજરતા ગજબ માટે ફરીઆદ ઊઠાવે છે, ઇશ્વર તેમની તરફથી વચ્ચે પડે છે, અને તેમની હાજતો પુરી પાડવા માટે જરથુસ્ત્રની નેમણુક કરવામાં આવે છે. તે જોકે ગાયોને માટે એક રસ્તો મુકરર કરે છે, તોપણ તે કહે છે કે, તેથી કાંઇ તે તેમનું છુટાપણું લેઇ મેલતો નથી; તેઓને પસંદ આવે તો તે માર્ગ પ્રમાણે પેહેલો પેગમ્બર અને નમુનેદાર ખેડુત ચલાવે તેમ. અથવા તો દુષ્ટ ભટકતા લોકો ચલાવે તેમ, ચાલવું.

૧૦. પણ તે તુરતજ ઉપકાર સાથે બોલે છે કે, કયો માર્ગ પસંદ કરવો તે માટે તેઓ અચોકસપણું બતાવી અટકતી નથી, તેમજ તેઓ આડો માર્ગ પસંદ કરતી નથી. અહુરએ નેમેલા, ઉદયોગી તથા અશો ખેડુતને તેઓ પોતાના વાલી દાખલ પસંદ કરે છે, કે જેને બીજે ઠેકાણે

ખુદ જરથુસ્ત્ર દાખલ ઓળખાવવામાં આવ્યો છે. ભલાં મનનાં મિનોઇ દોલતથી તે ભરપુર છે; અને તેથી તેને પસંદ કરી આળસુ અને બુરા ભટકતાઓને તેઓ તજી દે છે તથા તેમને ધર્મને લગતી સઘલી પવિત્ર ક્રિયાઓમાંથી બાતલ કરાવે છે.

૧૧. ગાયોને છુટકારો આપવાના આ જોઇતા ઇલાજથી જેમ બનવું જોઇએ તેમ તેની સામે થતી લડતનો ચિતાર આ ફકરામાં આપવામાં આવ્યો છે. ગાયોની પેઠે વિચાર કરવાનું છુટાપણું ધરાવનારાઓએ કેવાં કામો કરવાનું પસંદ કરવું, તે વિષેની બસારત મજ્દ કરી રહે છે, એટલે (૧૨) ઇશ્વરના પ્રતિનિધિની જોડેજોડ ઊભો રહી તે દેવોની પરસ્તેસ કરનાર અજ્ઞાન પોતાના વિચારો જણાવે છે. પણ પેગમ્બર તેજ વેળાએ દીલાસો લે છે કે, આશા લોકોનું મન બુરા અથવા ભલા મિનોની ઊપર ટપકેથીજ તપાસ કરશે નહીં. તે હંમેશ બંને મિનોઓનાં ગોયા ભીતરમાં જઇને તેમનેથી બારીક વીગતોનો ખુલાસો મેળવશે. (એજ કારણથી ૪૫ મા હામાં અંગ્રમઇન્યુનું વીગતવાર વર્ણન અને તેની સાથની લડતનો ચિતાર અહુર આપે છે.)

૧૩. વળી આ હાના રચનારને (પેગમ્બરને) વધુ ઊત્તેજન આથી મળે છે કે, સઘલા નીર્જીવ તેમજ ભેદી સવાલોનાં ઊંડાણમાં ઉતરીને અહુર તપાસ કરે છે, એટલે કે તકરાર ચલાવનારાં માણસોની તે બારીક તપાસ રાખે છે, એવી તેની ખાતરી છે. જુલમગાર હાકેમો સેહેજ પણ વાંક માટે જે સજા ફરમાવે છે તેનો ઘાતકી ગેરઇનસાફ, તેમજ સેહેજ પણ કારણ વિના મારા પક્ષકારો ઊપર જેઓ જુલમ ગુજારે છે, તેમનો દેખીતો વધારે સખત ગુનાહ અહુર જોય છે, એવો એકરાર તે કરે છે.

૧૪. ઇશ્વર સર્વજ્ઞાની હોવાની બીના યાદ કરી, જે નજદીકનાં ભવિષ્યમાં મોટા બનાવો બનવાના હતા, તેને માટે તે અહુરને ફરીથી સવાલ કરે છે. અને દીનદાર મરદે આવતાં સંકટો દુર કરવા અને તખ્ત મેળવવા માટેની લડાઇમાં સરસાઇ પામવા માટે જે સાચા અને નહીં કે ગુનાહભરેલા એકરાર કરવા જોઇએ છે, તે કેવા હોવા જોઇએ, તે વિષે તે સવાલ કરે છે. તેમજ વળી દીનદાર મરદે પોતાના ગુનાહો માટે શું તોજેશ કરવી જોઇએ તે માટે પણ તે સવાલ કરે છે. એજ વેળાએ પાપીઓ માટે, તેમજ શેવટની દુનીયામાં પાપીઓ અને દીનદારોની હાલત કેવી થશે તે વિષે, પૂછવાનું તે ભુલી જતો નથી.

૧૫. પાપીઓને માટે આ શ્લોકમાં તે ખાસ સવાલ કરે છે, અને પૂછે છે કે, એક દુષ્ટ રાજાને, દેવોના એક પક્ષકારને, યાને જે રાજા, વીરું

ફ ધર્મવાળાઓની કોશેશ અને સલાહ ઊપર સરસાઇ ભોગવનાર જુઠાણા-ના દરૂજની સરદારી કબુલવાને ના પાડનાર અશો એવુન ઊપર સખ્ત ધાટકીપણું ગુજારવા વગર ટકી શકે નહીં, તેને ગાદીએ બેસાડવામાં ફત્તેહ મેળવનારાઓ માટે સજા શું છે?

૧૬. તે વળી પૂછે છે કે, એક ડાહ્યો પુરૂષ કેવી રીતે અને કેવાં કામોથી અહુરના જેવો અથવા તેનો વિશ્વાસુ પક્ષકાર થઇ શકે, યાને તે ઘણોજ દીનદાર બને.

૧૭. પોતાના શ્રોતાજણોની સમજ શકિત ખીલવવા માટેની કોશેશ કરવાની નેમથી તે પૂછે છે કે, બેમાંનો કોણ — અહુરની ઉત્પંન કરેલી અમેષા સ્પંદની ઉપમા ધરાવનાર અશોઈ (અષ)નો પક્ષકાર કે તેની વિરૂદ્ધ વાળો, વધારે મોટો અથવા વધારે અગતનો ધર્મ ધરાવે છે? અને તે વિનંતી કરે છે કે, કોઇ પણ આંધલો (અજ્ઞાન) ભોમ્યો મને અથવા મારે લગતાઓને ઠગે નહીં, પણ જ્ઞાની માણસે બલકે અહુરએ પોતે મારી સાથે વાત કરવી, અને સચ્ચાઇ બતાવવી તથા સાબેત કરવી.

૧૮. અહુરની બંદગી અહીં પૂરી કરી, તે પોતાના શ્રોતાજણો તરફ ફરે છે, અને તેમને મજબુત આગ્રહ સાથે, વિરૂદ્ધ વાળાઓની સલાહ કે ફત્વા ઊપર ધ્યાન આપવાની મનાઇ કરે છે અને તેમને ચેતવણી આપે છે કે, જો તેઓ તેની સલાહ પ્રમાણે અમલ ન કરશે, તો તેઓ બરબીત નાશ અને મોતના સપાતામાં આવશે; શેવટે ઘણા ગુસ્સા સાથે વિરૂદ્ધ વાળાઓ સામે તરવારનો ઉપયોગ કરવા તે જણાવે છે.

૧૯. અહુરને તે આ ઠેકાણે એકવાર ફરીથી વિનંતી કરે છે કે, સાબેત અંતઃકરન વાળા જરથોશ્તીને ફતેહ આપવાની, સચ્ચાઇ તેના મન ઊપર ઠસાવવાની અને તે પ્રમાણે ચાલવાનું ઊત્તેજન આપવાની શકિત ધરાવનાર તે સાહેબને લોકો સાભળનારા થાય; યજ્ઞની પવિત્ર ક્રિયા અથવા તપ્તદિવ્યથી (યાને આતશમાંથી ઇજા પામવા વિના પસાર થવાની પરિક્ષા મારફતે) તેઓ તેને સાંભળે.

૨૦. અશો લોકોને આડે માર્ગે લેઈ જવાની ઉશકેરણી કરનારાઓને, તે ગંભીરાઇથી તેમનું શેવટ શું આવશે તેની ચેતવણી આપે છે, અને કહે છે કે, જો તેઓ (ખરા ધર્મ સામે) દુશ્મની ચાલુ રાખવાની હઠ લેશે, તો તેઓ પોતાને હાથેજ દુઃખમાં ગીરફતાર થશે. તેમનું પોતાનું અંતઃકરન (જુઓ યશ્ત ૨૨ મી) તેમનો નાશ કરશે, તથા તેમની સજાનો એક ભાગ થઈ પડશે.

૨૧. બીજા હાથ ઊપર દીનદાર લોકો સુખ અને અમર્ગીનો હીસ્સે મેળવશે. અને આ બંને હંમેશ સુધી ટકનારી ચીજો જોડે તેમનામાં પુરાતી અશોઈ તેમજ ભલી અને મેહેરબાની ભરેલી મન શકિતનું પુરતુ કૌવત તેમનામાં ઉત્પંન થશે, અને તેથી તેમને આશિર્વાદ મળશે.

૨૨. શેવટે તે જે સચ્ચાઈઓ જાહેર કરે છે તેમનાં દેખીતાં નક્કીપણાં વિષે તે એક નાનું ભાષણ કરે છે અને અહુરની વિનંતી કરતાં દીનદારોમાં તેઓએ ધારેલો બદલો મેળવવાની આશા ઊતપંન કરે છે, તથા તેઓ ઇશ્વરના નોકરો જેવા ચાલાક થઇ શકશે એવી ઉમેદ પણ તેમનામાં દાખલ કરે છે.

## તરજુમો.

૧. (એટલા માટે) આ ફત્વાઓ, યાદદાસ્ત ઉપરથી અમે બોલીને તમને જાહેર કર્યે છિયે; (આ) કલામો (અત્યાર સુધી) નુકશાનકારક જુઠાણાનાને લગતા વ્રતોની[1] રૂયે અશો લોકોના સંસ્થાનોનો જેઓ નાશ કરે છે, તેઓએ (યકીન સાથે) સાંભળ્યા નથી;[2] પણ જેઓ અહુર તરફ ખરાં જીગરથી ભકિતભાવ ધરાવે છે, તેમને માટે તે કલામો ઊત્તમ છે.[3]

૨. અને જો આ ઉપાયથી અચુક સચ્ચાઇઓ આતમામાં દેખાય નહી [4] ( યાને તમારી સમજમાં ઊતરે નહી ), તો (આ કલામો કરતાં) વધારે સારી રીતે, તમો સઘળાઓ પાસે હું ( પોતે ), બંને ( હરીફ )

---

૧. વહ્મનશાન્ મૂન્ પવન્ આફ્રીનગાનીહ દ્રુજ્ ઝક અહરાયેહ ગેહાન બરા મરેંચીનંડ.

૨. અગુષ્તા તેના સાધારણ અર્થ અહીં વધારે સારો લાગે છે, તો જોકે તેમ અર્થ કરતાં એક શબ્દ ઉમેરવાની આપણને ફરજ પડે છે.

૩. પેહેલવીમાં આ ફકરાનો તરજુમો નીચે પ્રમાણે મળે છે: આ બંને દુવાના કલામો [અવસ્તા અને જંદ] જે હું (અમે) તમારા તરીકે બોલ્યે છીયે તે, જે સાંભળતો નથી તેને [અશોઇનો નાશ કરનારને ( એટલે પાપી જુલમગારને)] અમે મોહોડેથી શિખવ્યે છિયે. દરૂજના દુવાના કલામોથી જેઓ અશોઇની દુનીયાનો નાશ કરે છે [ ] તેઓ પણ, જો તેએ અહુરમજદને લગતી ચીજોનો વધારો કરે તો, ઉત્તમ થઇ પડે.

૪. પેહેલવીમાં આ ફકરા માટે નીચે પ્રમાણે અર્થ મળે છે:- પવન્ નિકીરિશ્નો લા હેમ્નુનેડ અપૂ પવન ઝક અગૂમાનીકીહ્.

ટોળીઓ ઉપર સરદારી ધરાવનાર રતુને[1] (આપણે તેની તાબેદારી કરી) અશોઇના[2] કાનુન પ્રમાણે રહયે એટલા માટે, જે સત્તા અને રીતથી અહુરમજદ નેમે છે તથા તેની પીરાણ કરે છે, તેવી સત્તા અને રીતથી (યાને તેવી સત્તા ધરાવનાર રતુની પેઠે) આપીશ.

૩. અને તે તિક્ષણ બુદ્ધે અને સંતોશકારક ચુકાદો તે (તારા) મિનો[3] અને (તારા) આતશ તથા ખુદ (તારી) અશોઇ માર્ફતે બંને લડત ચલાવતો (બોરદુઓ)ને આપયો છે; તું, ઓ અહુર! મનની આંખોને તેજી બનાવવા માટેનાં વ્રત અમને જાહેર કર. બચ્ચોન, તું આ બીના જાહેર કર, ઓ મજદ! કે અમે તે જાણ્યે. તારાં મોંહાડાની જુબાન વડે તું તે જાહેર કર(જેથી તેની બળવંત સચ્ચાઇઓ વિશે હું વાએજ કરીને) સઘલાં હૈયાત લોકોને દીનદાર બનાઉં.[4]

૪. અને જયારે ઇશ્વરી અશોઇ તથા તેની જોડે તે સઘલા બાકોનાઓ જેઓ મજદના[5] (પોતાના) અહુરઓ (છે તેઓ) મારી અરજ તરફ વલાણ લેશે (યાને મારી અરજ સાભળશે) ત્યારે (તે બદલાના) આશીર્વાદ વડે, (મારા) ભક્તિ ભાવ વડે અને (મારી અંદ-

---

૧. જુઓ હા ૨૯ મો ફકરો ૨ જો, જેમાં રતુની નેમણુક વીશે તકરાર ચલાવવામાં આવી છે.

૨. અશોઇ (અષ) બુરાઇને દુર કરી ધીકારી કાહાડે છે, પણ ભલાંની વખાણ ગાઇ તેને મદદ આપે છે.

૩. આ ઠેકાણે "મિનો"નો ઊપયોગ ઘણોજ જાણવા જોગ છે. અહીં તે ખુદ ઇશ્વરને માટે, તેના પોતાના આત્મા માટે વપરાયો છે. માણસના આત્મા માટે પણ તે વપરાય છે.

૪. પેહેલવીમાં "પવન હૂઝવાનોએ લક–ઝીવંદકાન્ હર્વિસ્ત–ગૂન્ હેમ્નુદ્" મળે છે. તમામ લોકોને વતલાવવાની આ ઊપરથી જરથોશતી ધર્મની નેમ દેખાય છે.

૫. રોથ પોતાના તરજુમામાં "અહુરમજદઓ" કરે છે. હયુબશ્મેન પણ 'મજદાઓ'ને આ ઠેકાણે અનેક વચનમાં લેખે છે.

રનાં તેઓ) ઉત્તમ મન વડે હું તે બળવંત રાજય મેળવવા માટેની વિનં-તી કરીશ,[૧] કે જેનાં બળથી[૨] જુઠાણાના દરૂજને અમે મારી શકયે.[૩]

૫. બચ્ચીત તું મને ( આ બીના ) કહે કે તેથી હું તે જોઇ શકું, કારણ (તારી) અશોઇ મારફતે વધારે સારૂં (કીસ્મત) અપાય છે;[૪] મને આ કહે, જેથી (તારાં મારી અંદરનાં) ભલાં મનથી હું તે જાણું, અને જેને લગતી આ મારી સચ્ચાઇઓ[૫] છે (યાને સાચા કાનુનો છે, તથા જે વીશે મારો પેગમ્બર બોલે છે તે) ઉપર ધાર કરૂં; બચ્ચીત ઓ મજદ અહુર! મને તે ચીજો વિશે કહે કે જે થઇ શકે નહીં, અને જે થઇ શકે.[૬]

---

૧. રૉથ ' ઇપસા 'નો અર્થ પેહેલવી પ્રમાણે " વિનંતી કરી મેળવે છે," એવો કરે છે.

૨. પેહેલવીમાં " મૂન્ પવન્ અકે વહ્મન્ ગૂર્દીહ્—બૂપીટો દૂજો અએ" મળે છે, અને તે ઉપરથી અર્થ પુરતો સમજાય છે.

૩. આ ફકરાના પેહેલવી તરજુમાનો અર્થ આ પ્રમાણે થઇ શકેઃ [ માણસનાં શરિરની છેવટની હાલતને લગતી ] વ્યવસ્થા વખતે અપવહિશ્ત તેમજ અહુરમજદનો [ ] તથા વળી જે બુર્જોર્ગ સ્પેન્દારમદ છે તેની આરાધના કરનાર હું થઇશ [ ] માટે વોહૂમનનો [ બદલો જે ઉત્તમ ચીજ છે તે ] હું ઇચ્છું છું. વળી જે સત્તા મારા લોકો ( પક્ષકારો ) ની છે. [ ] તે એવા બળવંત તરફની થાવો [ ] કે જેની હીંમતથી દરૂજને હરાવી શકાય છે [ ].

૪. મૂળ અર્થ "તમે આપ્યું."

૫. અથવા "મારો પેગમ્બર" યાને "જે સાથે મારા પેગમ્બરને સંબંધ છે.

૬. અથવા કદાચ " જે થશે નહીં અથવા જે થશે." નેર્યોસંઘના આ ફકરાના સંસ્કૃત તરજુમાનો અર્થ નીચે પ્રમાણે કરી શકાય છેઃ- તે મને ખુલ્લી રીતે કહે [ ]; તે કે જે સર્વેથી ઉમદા બક્ષેસ છે અને જે પવિત્રાઇ મારફતે મને અપાય છે; [એટલે કે, હું મારી ફરજ અદા કરૂં છું તથા અશોઇના કાનુન પ્રમાણે હું ચાલું છું, માટે આ ઉપાયથી તારા તરફની સર્વેથી ઉમદા બક્ષેસ (મેળવી શકાય છે); પણ તેને ખુદ પોતાની કેમ કરી શકાય ? ]. મને ઉત્તમ મન શકિતની મારફતે ગ્નાન આપ [એટલે કે ભલી વર્ત્તણુકથી જે સમજ શકિત આવેછે તે તું મને જાહેર કર], જેથી મને સલામતી મળી શકે [ ]. અને ઓ મોટા દાના, ઓ સાહેબ! જે નથી અથવા જે છે તે બંનેમાંથી એક જાહેર કર [ ].

૬,[1] અને તે, ખચ્ચીત, તેને માટે સર્વેથી ઉત્તમ કલામ થઈ પડશે, કે જે તે સર્વેથી દાના સાહેબ મને ખુદ કામની અંદર જાહેર કરશે[2] તે કલામ કે જે આબાદી અને અમર્ગી અપાવનારો માંથ્ર (મંત્ર) છે, (કારણ કે તે ઉપરથી તે સાહેબની ફાયદો કરનારી હકુમત જાહેર થાય છે.) અને તે મોટા પેદા કરનાર સાહેબનું રાજય એવા પ્રકારનું (થશે કે જેવાં પ્રકારનાં રાજયનું બળ ફત્તેહ મેળવવા માટે મે માગ્યું છે [3]), અને જે (શેવટે) પોતાની પવીત્રાઈને લીધે ખીલી[4] તે સાહેબની (મોટાઇ બતાવશે.)[5]

૭. (કારણ તે સાહેબ સર્વોપરી પાદશાહી સત્તા ધરાવે છે.) આ (માંથ્રની સચ્ચાઈઓ) પ્રથમ તે (સાહેબ)નાંજ મનમા ઉત્પંન થઇ (અને તેણે તેમની હૈયાતી વિષે વિચાર કર્યો એટલે) તે (સઘલા) ઓએ (તેના) ઉત્કૃષ્ટ[6] (વિચારો) દાખલ (પ્રથમ) તારાઓ[7]નું વસ્ર પેહેર્યું. તે

---

૧. આ ભાગ કેટલોક વખતની ચુપકીદી પકડવા પછી સરૂ થયો છે, અથવા તો એની આગમચના કોઇ શ્લોકો ગુમ થયા છે. પેગમ્બર આ ઠેકાણેથી પાછો પોતાના યજમાનો તરફ ફરી તેમની આગળ ભાષણ કરે છે.

૨. હું આ ઠેકાણે 'વઓચાત્' શબ્દ વાંચું છું.

૩. જુઓ આ હાનો ચોથો શ્લોક.

૪. પેહેલવીમાં; "અઊહરમજદ અવાંદ્ ખૂડાયીહ્ અંદ્ દેન્ વહમન્ વક્ષેડ્ વોહૂમનો" મળે છે.

૫. ફારસીમાં આ ફકરાનો અર્થ નીચે પ્રમાણે મળે છે: "ઊ હસ્ત્ બુલંદ્, કિહ્ આન્ મન્ આગહીહા ગૂ-એ અરકારહ્ [ ] માન્સરે તમામ્ રફતની.[ કૂ તમામ્ પેદાએશન પહ્ રાહે માન્સર્ બાઝ્ આન્ એસીએ હોરમજદ રસેદ્ ], કિહ્ પહ્ શવાબ દારદ્—બી-મર્ગ્ રફતની અઝશ્ [ ]. હોર્મજદ—ખુદાએ ચંદ્ અંદર્ ઊ અફઝાયેદ્ બહમન્ [ કૂશ્ પાદીશાહી પહ્ તને મર્દ-ચન્દી હોર્મજદ પહ્ તન્ મિહમાન્.]

૬. 'મૂનશ્ ચ વો રોશનીહ્ ગૂમીખ્તો ખારીહ્' એવો અર્થ પેહેલવીવાળાઓ કરે છે. 'ખાથ્ર' અને 'ખારોહ્'નો અર્થ અહીં 'સુખદાયક' કરવો મુશ્કેલ છે. પાછળા વખતમાં આ શબ્દોનો અર્થ 'આસાની' થયો છે.

૭. 'રઓચેબીશ્'નો અર્થ ખચ્ચીત કરીને 'રોશનવાળી ચીજો, તારાઓ અથવા પ્રકાશીત રોશ્નીઓ વડે' થાય છે.

(સાહેબ) પોતાની અક્કલથી અશોઈનો ઉત્પંન કરનાર[1] છે. અને આ પ્રમાણે વળી તે (પોતાના પરેહજગાર લોકોમાંની) પોતાની ઘણીજ ફાયદે મંદ મન (શકિત)ને ટેકવે છે. અને આ (પવિત્ર પેદાએશો)ને તારા મિંનો (ભલી અક્કલ) મારફતે, ઓ અહુર મજ્દ ! આબાદ કર (કારણ કે તે તારી પોતાનીજ છે). તું ઓ અહુર, દર કલાકે એકજ સરખો હોય છે[2]

૮. એટલા માટે, ઓ અહુરમજ્દ ! મારી (મનની) આંખો વડે અમારી અશોઇના ખરા બનાવનાર દાખલ, જીંદગીનાં કામો ઉપર સરદારી ભોગવનાર[3] દાખલ, મેં તને દીઠો[4] ત્યારે અમારી અંદરનાં ભલાં મનના પિતા તરીકે પેદાયેશમાં સ્તુતી કરવા લાયકનો પેહેલો[5] તને મેં ગણ્યો.[6]

૯. તારી, ઓ અહુર! આર્મઈતિ (ભકિતભાવ) હતી; ખચીત, ઓ ગાયના પેદા કરનાર! તેં જયારે તેણીનો (ભોમ્યા) તરીકે એક રસ્તો

---

૧. હયુબશમેન પણ એનો અર્થ 'અષના પેદા કરનાર' કરે છે.

૨. પેહેલવીમાં આ પ્રમાણે અર્થ મળે છે: 'પવન્ મીનવદીકીહ્ વક્ષીનેડ્ ( ) મન્ કેવનિચ્ હમ્ ખુદાઇ.'

૩. પેહેલવીમાં 'દેન્ અહવાનો પવન્ કૂનિશ્નો ખૂદાઈ હોમાનીહ્'મળેછે

૪ બોલે બોલ અર્થ કર્યે તો ' મેં જયારે તને મારી આંખો વડે પકડયો અથવા આંખોમાં લીધો.' પેહેલવીમાં અમતમ્ [ ] પવન્ હમ્ચશ્મીહ્ અવે હમ્ વખ્દૂન્ડ્ હોમાનિહ્' મળે છે.

૫. રૅાથ એનો અર્થ સર્વેથી નામીચો કરે છે.

૬. નૅર્યાસંગનો સંસ્કૃત તરજુમો આ પ્રમાણેનો છે:—આ પ્રમાણે પ્રથમ, ઓ મોટા દાનાવ; ઓ સાહેબ ! જયારે તું ગ્વહમન ઉત્પંન કરવામાં રોકાયલો હતો [ ] ત્યારે તારે માટે મેં વિચાર કર્યો હતો. જે (ઉત્પત્તી)માં ઉત્તમ મનના પિતાને, જયારે તેઓ તેને આખા ચેહેરાના દેખાવ સાથે જોય છે ત્યારે પીછાણે છે[ ]. તે પેદાએશ જે દેખીતી પવિત્ર છે તેનો (તું પિતા છે); [એટલે કે તું પવિત્ર પેદાએશને સારી વર્ત્તણુકની બનાવે છે.] દુનિયામાં કામો ઉપર તું પાદશાહી કરે છે [એટલે કે જયાં ફાયદો બખશવાનું ઘટીત હોય છે, અને વળી જયાં સજા કરવાનું ઘટીત હોય છે, ત્યાં તું તે પ્રમાણે ફાયદો આપવાને તથા સજા કરવાને શકિતવાન છે.]

કરી આપવાનો હુકમ કર્યો, તે વખતે અક્કલ તથા મિનો (મન શક્તિ) તારી હતી. જમીનના ખેડનાર તરફથી (મદદ મેળવીને) અથવા જે ધણી કદી પણ ખેતી કરનાર નહીં હતો તેની આગળથી (તે નેમી આપેલા માર્ગ ઉપર) તેણી જાય છે. (તારો આ રસ્તો કે બીજો પસંદ કરવો તે તેણીની મુનસફી ઉપર છે.)[1]

૧૦. (પણ કોઇબી લાલચથી નક્કી ઠરાવ ઉપર આવવાને તેણીએ વાર લગાડયો નહીં.) બંને (ખેડુત અને ભટકતા) માંથી ખેતરોમાં સંભાલથી મજુરી કરનાર ખેડુતને,[2] ભલા મનની દોલતની બક્ષેસ ધરાવનાર પવિત્ર સરદાર તરીકે,[3] તેણીએ પસંદ કર્યો.[4] ચોર[5]

---

૧. આ વાક્ય અલંકારી છે. ગાયઢોર કાંઈ પોતાને માટે ચોકસ રસ્તો બનાવવા માગતાં નથી, અથવા પોતાને માટે એક દેખરેખ રાખનાર મેળવવાની અરજ કરતાં નથી, અથવા કોઈ દેખાવવાળો લાગતો નથી તો તે માટે ફરીઆદ કરતાં નથી; તેમજ ગાયઢોરના આત્માને સંતોશ આપવાની કાંઈ ધર્મની મુખ્ય નેમ નથી. ગાયઢોર અસલી જમાનાના લોકોની મુખ્ય દોલત હતી અને તેથી સંસારી હાલતના એક પ્રતીનીધી દાખલ ગાયઢોરોનો શબ્દ અહીં વાપર્યો છે. અહીં જે રસ્તા વિષે બોલવામાં આવે છે તે માણસોના જાનમાલની સલામતીનો છે; માણસો કેવી રીતે ચાલે તો પોતાના જાનમાલનું રક્ષણ કરી શકે તે વિષે અહીં બોલવામાં આવ્યું છે.

૨. આ પેહલો વાસ્ત્રય ફ્શુયંત જરથુસ્ત્ર હતો, એમ પાછળા અવસ્તામાં જણાવેલું છે.

૩. પેહલવીમાં: 'મૂન્ ફ્શૂયહુ પવન્ વોહૂમનો' મળે છે.

૪. જોવો બીજાં ઢોરોથી ઊલટી રીતે ગાયને અહીં પોતાનો સરદાર પસંદ કરતી દેખાડી છે. પણ જે બીના વળી વધારે ધ્યાન ખેંચનારી છે તે આ છે કે, અહુરએ નેમેલા પોતાના વાલીથી તેણી સંતોશ પામે છે. ૨૯ મા હાના ૯ મા ફકરામાંનો તેણી નબલા દેખાવના જરથુસ્ત્રની નેમણુક થયલી સાંભળી રડી પડી હતી, અને વાલી તરીકે કોઈ પાદશાહને મેળવવાની ઇચ્છા બતાવી હતી. જરથુસ્ત્ર જો કે મોટી પદ્વિ ધરાવે છે તોપણ તે સાધારણ કામદાર વર્ગનો પ્રતિનિધિ છે, છતાં તેનેથી હવે તેણી સંતોશ પામેલી જણાય છે.

૫. પેહલવીમાં 'દવાસહચ્' અને નેર્યોસંઘના તરજુમાં પ્રતારયેલે મળેછે.

ભટકતાઓ, ઓ મજદ! કદી પણ ધર્મની ક્રિયાને લગતી ભલી જણસો[1]નો હીસ્સો મેળવશે નહીં. (કારણ કે તે જણસો–દુધ, માખણ, ઘી વગેરે આપવાનું ગાયોની મરજી ઉપર આધાર રાખે છે.)

૧૧. [અમારે કામ કેવી રીતે ચલાવવું તે માટેના ઠરાવેલા કાનુનોમાં આ ફત્વો પેહેલો હતો. એટલું છતાં ઓ મજદ! તારી જોડે તારી વિરૂદ્ધ વાળો પણ બોલવા નિકળે છે.] કારણ કે, ઓ અહુર મજદ! પ્રથમ જયારે તેં પવિત્ર સંસ્થાનો ઉત્પંન કર્યાં અને ધર્મના કાયદાઓ જાહેર કર્યા;[2] અને જયારે તેં તારાં પોતાનાં મનમાંની બુધ્ધી અમને બક્ષી તથા અમારી હાડમંદ જીંદગી[3] બનાવી, અને (આ પ્રમાણે તારાં બળથી તેં) કામો (નક્કી કર્યાં), અને વળી અમને એવી શાસ્ત્રાજ્ઞા આપી, કે જેથી ઇચ્છનાર ધણી (એક કાનુન તરીકે) પોતે પોતાને માટે પસંદગી કરી શકે,[4]

૧૨. (ત્યારે મારામારી તુરત ઉભી થઇ અને તે હુજી ચાલુ છે.) ત્યાં (તારા પેગમ્બર ઉપરાંત) સાચો અથવા જુઠો, કેળવાયલો અથવા નહીં કેળવાયલો (પોતાનું યકીન જાહેર કરવાને) પુખ્ત વિચાર અને અંતઃક-

---

૧. પેહેલવીમાં 'બૂપો-હોપ્મૂરિરનોઇ' મળે છે. બુરા લોકોને હંમેશ આંધળા રાખવામાં આવે છે.

૨. અથવા "દુનિયાઓ અને આત્માઓ બનાવ્યા".

૩. ગેલ્ડનર એનો અર્થ માંસ કરે છે. પેહેલવીમાં: "તનુ-હોમંદાનો જાન્ યેઠુબ્યુંડુ" મળે છે. બુદ્ધિની પછી હાડમંદ જીંદગી અથવા માંસ શબ્દ આવ્યો છે, તે ધ્યાનમાં રાખવા જોગ છે. જુઓ ૩૦ મા હાનો ૭ મો શ્લોક, જેમાં જણાવે છે કે, પેદાએશ થવા પછી આરમઇતિએ શરિર બખશયું હતું.

૪ પેહેલવીમાં નીચલી જાણવાજોગ શરેહ મળે છે: [એટલે કે અશો લોકોનાં કામો અને કેળવણી પણ તારેથીજ અપાય છે; અને આ પણ તારાં મનની બુદ્ધિથી અપાયું હતું.] અને જયારે કોઇ શખ્સ બીજી દુનિયા માટે ઇચ્છા ધરાવતો હોય છે, ત્યારે તું તેની તે ઇચ્છા બક્ષે છે: [એટલે કે તે બીજી દુનિયા ભણી આવવા માડે છે ત્યારે જે ચીજની જરૂર હોય છે, અને જે તે તે વખતે આ પ્રમાણે માગે છે (અથવા ઇચ્છે છે), તે તારાથી તારાં મન અને બુદ્ધિ મારફતે અપાય છે.]

રણુથી[1] પોતાનો અવાજ બાહાર કાહાડે છે. (પણ આ લડતથી અટકવા વગર અથવા નબલાઈથી શોધ ચલાવતા થોબવા વિના[2] અમારી) ધર્મનિષ્ઠા મક્કમપણે[3] બંને મિનોઈ શક્તિઓને[4] (આ દુનિયામાં નહી) પણ (પેલી દુનિયામાં) જયાં (તેઓ ગોયા) પોતાનાં વતન[5]માં (રહે છે ત્યાં), સવાલ કરે છે.

૧૩. (બઅચોત, મારી ધર્મનિષ્ઠા બારીકીથી સવાલો પૂછે છે, કારણ કે, તું ઓ પેદા કરનાર સાહેબ ! સઘલાઓ ઉપર તારી નજર રાખે છે: અમે નબલા સવાલો કરી શકયે નહીં.) જેબો પૂછાતા સવાલો જાહેર[6] હોય છે (યાને અમારા વિચારમા આવતા સઘલા સવાલો પુછાય છે),

૧. પેહેલવીમાં: "અવો ઝક લિબમેમ્મન્" મળે છે.

૨. જુઓ એની નીચેનો ૧૩ મા શ્લોક.

૩. પેહેલવીમાં: "પવન હજિરનોએ" મળે છે; ફારસીમાં આ પેહેલવી શબ્દનો ઉચ્ચાર "બેઝિરનો" કરવામાં આવ્યો છે; નેર્યોસંઘના તરજુમામાં મનોજ્ઞત્વયાનેન મળે છે. એનો અર્થ "તુરતજ" પણ થઈ શકે.

૪. બુરી તેમજ ભલી શકિતઓને સવાલ પૂછવામાં આવે છે. ૩૦ મા હાના ૩-૬ શ્લોકમાં જે બે શકિતઓ લડત શુરૂ કરતી જણાવવામાં આવી છે, તેમને માટે અહીં બોલવામાં આવે છે.

૫. પેહેલવીમાં મકાનને અર્થેજ આ શબ્દ મળે છે; મિહાનો [-અશગાસ તંમન્ યેહેવુનેદ]; નેર્યોસંઘના તરજુમામાં परलोकनिवासान् મળે છે. જોવો હા ૩૦ મો ફકરો ૯ મો; હા ૩૩ મો ફકરો ૯ મો; હા ૩૪ મો ફકરો ૬ ઠો. નબલાઈથી સવાલ પૂછવાથી કોઈ ચુક માટે અખાડા કરી જવાની લાગણી દીસે છે. ફારસી તરજુમામાં પેહેલવીને અનુસરીને નીચે પ્રમાણેનું લખાણ કરવામાં આવ્યું છે; "આનૂજા બાંગે બુલંદ આને દુરૂઘ ગુફતાર [ગના મીનૂ] વ આન્ હમે રાસ્ત ગુફતાર [હોર્મઝદ]," ઇત્યાદી. પણ નેર્યોસંઘનો તરજુમો વધારે ખરો અથવા અસલ લખાણને બોલેબોલ મલતો છે: अत्र कुवाग करोति [अनतर जर्गान], मिथ्यावक्ता वा सत्यवक्ता वा, ઇત્યાદી.

૬. પેહેલવીમાં: "પવન ઝક આશ્કારેહ" મળે છે.

અથવા જેઓ પૂછાતા સવાલો છુપા[1] હોય છે ( એટલે કે જાહેરમાં તે નહીં આવે એટલા માટે છુપાવવામાં આવે છે ) અથવા ( અમે જેઓ ચુકાદા ઉપર આવ્યે તે, અને ) જે કોઇ નાનામાં નાના પાપ માટે મોટામાં મોટી તોજશ કરે છે, તે સઘલાઓ ઉપર[2] તારી પ્રકાશીત આંખો વડે, પ્રમાણીક પોહોરેગીર દાખલ તું ટીકયા કરે છે.[3]

૧૪. એટલા માટે, ઓ અહુરમજદ ! તને હું આ પૂછવા ઇચ્છું છું ( કારણ કે એકવાર ફરીથી તારી સલાહ મેળવવા હું માગુ છું[4] ). હમણા શું બનાવો બનવાના છે, અને ભવિષ્યમાં શું બનશે;[5] અને અશો લોકો તરફની ભેટો સાથે, ( મજદના ઉપકારનાં ) કરજનો એકરાર[6] કરનારી કેઈ બંદગી કરાય છે ? અને પાપીઓ

૧. પેહેલવીમાં "નીહાનીક" મળે છે.

૨. અમારાં મનમાં સેહેલી અથવા મુશ્કેલ બાબતો વિષે જે, પણ વિચારો ઉત્પંન થાય છે, અને તે ઉપરથી અમે જેઓ ઠરાવ ઉપર આવ્યે છીએ, તે સઘલું તું જોય છે.

૩. નેર્યોસંઘે આ ફકરાનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે : જે કાંઇ જાહેર છે તેની મારફતે [ યાને રાસ્તીની મારફતે ] જે કોઇ પૂછે છે, અથવા જે કાંઇ છુપું છે તે મારફતે [ યાને પાપ મારફતે ] જે કોઇ સવાલ કરે છે; અથવા જે કોઇ પોતે કરેલાં નાનાં પાપને લીધે અથવા સબબે તેમાંથી સાફ દેખાવાને મોટું પાપ કરે છે; [ એટલે કે જે કોઇ પોતાથી થયલાં નાના પાપમાંથી સાફ થવાની જરૂર્યાતને લીધે, તે પાપ જણાઇ ન આવે એટલા માટે મોટું પાપ કરે છે ], તે બંને પ્રકારનાં માણસો ઉપર તું તારી બંને આંખો વડે જો. [ પાપ અને અશોઇ ઉપર એક પ્રકારે, દરેક ઠેકાણે અને ફરી ફરીથી, તું સરદારી ભોગવે છે. ]

૪. જોવો શ્લોક ૫ મો.

૫. પેહેલવી : "મૂન્ મટો, મૂનિચ્ યામ્તૂનેદો=શું બન્યું છે અને શું બનશે ?"

૬. પેહેલવી : "મૂન આવામ્"

માટે શું (બદલો ઠરાવેલો છે)? અને તેઓ (દુનિયા) સંપૂર્ણતાની (શેવટની) હાલતમાં[1] આવશે, ત્યારે તેઓની હાલત કેવી થશે?[2]

૧૫. અને ઓ મજ્દ! હું તને (પાપોના મદદગારના સંબંધમાં) આ પૂછવા ઇચ્છું છું: જે કોઈ બુરાઈને માટે (અથવા) બુરૂં કરનારને[3] માટે પાદશાહી[4] તૈયાર કરે છે તેને માટે, જે કોઈ રીતે પોતાની જીંદગી સુધારી[5] શકે નહી તેમજ જમીન ખેડનારનાં—એક પણ જુઠો શબ્દ નહી બોલનાર અશો ખેડુતનાં ગાયઢોરોને કાયદા વિરૂદ્ધનાં નુકશાનમાથી બચાવતો નથી તેને માટે, ઓ અહુર! શું બદલો[6] ઠરાવેલો છે.[7]

---

૧. પેહેલવીમાં: "અનગર્દીશીહ=શુકાહિ" મળે છે; પણ નેર્યાસંઘ "विपाकता=સંપૂર્ણતા, છેડો" અર્થ કરે છે.

૨. નેર્યાસંઘનો તરજુમો નીચે પ્રમાણે છે: तद् द्वितयं त्वत्तः पृच्छामि, स्वामिन्! यद् आगतं आयातिच्च, यो ऋणं ददते दानेभ्यः पुण्यात्मने [ हो मिडदाय यथा युज्यते दातुं ], येच्च, महाज्ञानिन्! दुर्गतिमदत्ताः; कथं तेषां आगत विपाकता एवं [ किल, यः तत् कुरुते, तस्मै निदाने प्रसाददानं किं भवति, यश्च तत् कुरुते, तस्मैच्चा किं भवती 'ति; मे ब्रूहि! ] હીંદુસતાનમાં માત્ર પાંચ છ સદિ ઊપર થઈ ગયલા એક પારસીથી આપણે વકી રાખી શકયે, ત કરતાં આ વધારે બોલે બોલનો તરજુમો છે; તો જોકે પેહેલવી તરજુમાના જમાનાથા ઘણા પાછળના જમાનામાં અને બારીક ટીકાઓ સહીત તરજુમો કરવાના જમાનાની ઘણી આગમચ તે થઇ ગયો હતો.

૩. પેહેલવી: "ઇ દ્રૂઝ-કૂનિશ્નો."

૪. સાગા પક્ષનો કોઈ આગેવાન એક દુશમન પાદશાહ ઉભો કરવાનો પ્રપંચ કરવાની કોશેશ કરતો આ ફકરા ઉપરથી જણાય છે.

૫. પેહેલવીમાં "નીવીદીનેડો" મળે છે; મને લાગે છે કે લખનારની ભુલથી "નિવેકીનેડ" નો "નીવીદીનેડો" થયો છે; નેર્યાસંઘ લખને અર્થ કરે છે. રૉથ પ્રમાણે: "જે કોઇ ગાય ઢોર ઊપર જુલમ ગુજારવા વગર પોતાની રોટી મેળવતો નથી."

૬. રૉથ પ્રમાણે: "હું પૂછું છું—તેને માટે શું સજા છે?

૭. નેર્યાસંઘનો સંસ્કૃત તરજુમો નીચે પ્રમાણે છે: હું આ પ્રમાણે તને પૂછું છું: જે કોઇ નાશકારક કામો કરે છે અને જે બુરાઓને માટે

૧૬. ખચીત હું તને આ પ્રમાણેનો સવાલ પૂછવા માગુ છું: જે કોઇ શખ્સે, ડહાપણ ભરેલાં કામથી ઘરો, કસબાઓ અને પ્રાંતો ઉપર, સચ્ચાઇ અને અશોઇ મારફતે, (તારી પવિત્ર) હકુમત વધારવાને[1] કોશેશ કરી હોય તે, ઓ મોટા પેદા કરનાર, હૈયાત સાહેબ, તારા જેવા[2] કેમ થઈ શકે? અને (આ પણ હું તને પુછવા ઇચ્છું છું કે) તે એવો ક્યારે અને તેની હૈયાતીના ક્યાં કામોથી થઇ શકે?[3]

૧૭. અને કયો (ધર્મ) વધારે મોટો[4] છે (અને આત્માને લગતા આ સવાલોના સંબંધમાં વધારે અસરકારક હોય છે?) અશો કે બુરો માણસ જે ધર્મ ઉપર એતેકાદ રાખે છે તે (મોટો છે)? માત્ર વિદ્વાનો એજ વિદ્વાનો સાથે વાત (તકરાર) કરવી. અજ્ઞાનોને (તેઓ ગમે એટલો

---

પાદશાહી સ્થાપે છે [ ], તથા જે એવું બુરૂં કામ કરે છે કે, ઓ સાહેબ! લાંચ (?) આપીને પણ તે જીંદગી મેળવી શકતા નથી, [ ] અને ગાયઢોર તથા બીજાં માણસોની બરદાસ્ત કરનાર તથા તેમનાં સંકટો ટાળનાર માણસને પીડા સરખો થઇ પડે છે, તેને માટે શું ઠરાવેલું છે [ ]?]

૧. રોથ આ પ્રમાણે તરજુમો કરે છે: જેણે ખેતર, જીલા અને દેશ ઉપર હકદાર પાદશાહી વધારી હતી.

૨. પેહલવીમાં "લક હાવંદ" મળે છે; નેર્યોસંઘ "તત્તુલ્યો અને રોથ "તારા જેવી લાયકાતનો" અર્થ કરે છે.

૩. નેર્યોસંઘ પેહલવી તરજુમાને સુધારી નીચે પ્રમાણે અર્થ કરે છે:- હું (તને) આ પ્રમાણે પૂછું છું: જ્યારે કોઇ શખ્સ ફાયદો કરનારૂં ડહાપણ ધરાવનારો હોય છે ત્યારે તેને, યાને જે કોઇ અશોઇના વધારાને લીધે પ્રાંતો અથવા કસબાઓની (આબાદીની) વીરૂદ્ધ જનાર હોતો નથી [એટલે કે જે ધણી પોતાની ફરજ બજાવે છે અને પવિત્રાઇનાં કામો કરે છે] તેને તું પાદશાહી કેવી રીતે [બક્ષે છે? તે આ શિક્ષકનો શિક્ષક છે, તે લડત ચલાવતો નથી]. ઓ મોટા દાના સાહેબ! જે કોઈ પોતાનાં કામોમાં આવો હોય છે તે ખચીત તારી બરાબરયો છે [તે પોતાનાં કામોને લીધે તારી બરોબરયો થાય છે.]"

૪. "મજયો" શબ્દ ૫૦મા હાના ૧લા ફકરામાં આવેલા શબ્દ "મજિરત" ના જેવો અર્થ ધરાવતો હોવો જોઇએ. ત્યાં તેનો અર્થ "આગળ ફેલાવો પામેલો-અસરકારક" થાય છે.

મોટો અવાજ કાહાડે તોપણ[1]) અમને ઠગવા દેવા નહીં. તું પોતે, ઓ અહુરમઝદ ! તારાં ભલાં મન (વિચાર શક્તિ) ને પુરતી રીતે પ્રગટ કરનાર તરીકે, (સચ્ચાઇ) અમને જાહેર કર.[2]

૧૮. (અને તમે ભેગા મળેલા લોકો!) તમારામાંના કોઇએ પણ તે (અજ્ઞાન[3]) પાપી[4]નાં માથ્ર (મંત્ર) અથવા હુકમ ઉપર ધ્યાન આપવું નહીં, કારણકે ઘર, ગામ, કસબા અને પ્રાંતને તે નાશ[5] તથા મોતન સ્વાધીનમાં આપશે. પણ ( તેનું કાંઈ પણ સાંભળવા વિના હથિયારબંદ થાવો) અને તે સઘલા (પાપી)ઓને ખંજરથી[6] કાપી નાખો.[7]

---

૧. જોવો આ હાનો શ્લોક ૧૨ મો.

૨. નેર્યોસંઘનો તરજુમો આ પ્રમાણે છે: "મોટા સાહેબની પેરે કોણ શિખવે છે–પવિત્ર આત્માવાળો કે પાપી [ ] ? બુદ્ધિમાન બુદ્ધિમાન જાહેર બોલે છે. આ પછી હવે તું અજાન ના થતો; કારણકે ઠગારા તરફથી (અજાનપણું હોય છે). ઓ મોટા દાના સાહેબ ! તું અમને શિખવ. [ ] ઉત્તમ મનની મારફતે અમને કોઇ ચીન્હ પુરૂં પાડ; [ એટલે કે મન દીન ઉપર ઊસ્તવાર બનાવી સારી વર્તણુકના કર.]" અસલી તરજુમાઓ તપાસવાની જરૂર કેટલી છે. તે આ ફકરાથી જણાઈ આવે છે. એમ છતાં પેહેલવી ભાષાનાં જ્ઞાન ઉપર ધ્યાન નહીં આપવાનો રેવાજ સાધારણ થઇ પડ્યો છે, જો કે તેની ઉપર અવસ્તાના તેમજ નેર્યોસંઘના સંસ્કૃત લખાણના તરજુમાનો મોટો આધાર છે.

૩. જોવો ૧૭મા શ્લોકમાં આવેલો "એવીદ્વાઓ" શબ્દ.

૪. પ્રોફેસર મીલ્સ આ પ્રમાણે તરજુમો કરે છે: તેઓમાંના કોઇએ તે જુઠાના ગાયણ કે હુકમને સંભળવો નહીં.

૫. પેહેલવીમાં દૂશ—રુખિરનાહ.

૬. પેહેલવીમાં "સઝેડ સનેહ=તરવાર તૈયાર કરો." આ હથિયાર બે હાથાનું હતું: એક તરફથી કાપવાનું અને એક તરફથી ભોકવાનું; જોવો હા ૪૬ મા ફકરો ૧૨ મો.

૭. ફારસીમાં આ ફકરાનો અર્થ નીચે પ્રમાણે મળે છે: "વ મ કસ્ અએ-દૂન અઝ શુમા કિહ ઊ દર્વંદ માન્સર શુનવદ વ આમૂઝિશ્ત્રન; [ કૂ અઝ

૧૯. જે સર્વજ્ઞાની સાહેબે દુનિયાઓ માટે અશોઇને કરી, તેને ( યાને તેના સુખનો ) તમને, ઓ અહુર ! સાંભળવા દે. સાચું બોલવાને લીધે તે ( સાહેબ ) શબ્દો ઉપર મુખ્ત્યારીથી હકુમત ભોગવે છે તથા ( અમારા માર્ગમાં અમારી રાહબરી કરવા અર્થે હમેશ જુબાનનું છુટાપણું ધરાવે છે. ઓ મજદ! તારા પ્રકાશીત આતશ મારફતે [1] ( તે સાહેબ અમને રસ્તો બતાવે છે. તેં [2] તારા આતશની રોશની ચુકાદા અને મહેરબાનીનો નીશાન સાથે ) લડત ચલાવનારા (બંને પક્ષો) નાં ભલાં માટે મોકલાવો છે. [3]

૨૦. (પણ, ઓ તમે સાંભળવા ઉભેલા માનવીઓ ! ) જે કોઈ અશો માણસને ઠગે છે [4] તે પછવાડેથી નાશ [5] પામશે. તેનું કીસ્મત

---

આરમોગાંત (?) અવસ્તા વ ઝંદ મ શુનવદ ], ચિહ અન્દર-મઆલ શહર વ દેહ દેહ બદ રફિતરન વ મર્ગ આંને આરમોઇ અએદૂન ઓ શાન આરમોઇશાન રા સાઝદ સિલાહ."

૧. સરખાવો હા ૩૦ નો ફકરો ૨ જો. "આતશની રોશનીભલાં મન ની મારફતે તમે જોવા;" તેનો ૧ લો ફકરો પણ કદાચ આહીં સરખામણીમાં લેઇ શકાશે : " રોશનીમાંની નીશાનો મિત્રાચારીભરી દેખાય છે."

૨. જો કે મજદને સંબોધક વિભક્તિમાં લીધો છે, તોપણ આહીં કર્તા તરીકે અહુર પોતેજ છે. એમ ૭ મા શ્લોક ઉપરથી જાણાય છે. કદાચ આહીં " તે સાહેબ " શબ્દો પેગમ્મબરને માટે વપરાયા હોય.

૩ નેર્યોસંઘનો તરજુમો આ પ્રમાણે છે : "તે બીના સંભળાવવી જોઇએ (ગુપતા શબ્દને શક્યાર્થ, ત્રીજો પુરૂષ એક વચનમાં લીધો છે) [ એટલે તેનો અભ્યાસ તેણે કરવો જોઇએ કે ] જે હોર્મજદની બંને દુનિયાઓ; માટેની પવિત્ર નેમ વીષે કોઇપણ રીતે વાકેફગારી ધરાવતો હોય. તે પોતાના શબ્દોની સચ્ચાઇ માટે, ભાષાનાં છુટાપણા માટે સ્વતંત્ર છે, [ અને તેને કોઇ જાતની ધાસ્તી નથી ]. લડત ચલાવનારાઓને તારો પ્રકાશીત આતશ ખુલાસો આપે છે. [ એટલે કે પવિત્રાઇ અને અપવિત્રાઇ તે ખુલ્લી પાડી આપે છે. ]"

૪. આ અર્થ પેહેલવી તરજુમાને અનુસરીને મેં કર્યો છે અને તે ઘણોજ વખાણવા જોગ છે. પેહેલવીમાં "પવન્ ફ્રીફિરનો " શબ્દો મળે છે.

૫. આહીં હું આંચકી સાથે પેહેલવી તરજુમાથી જુદો પડું છું. પેહેલવીમાં એનો અર્થ "પીવન=આંસુ" યાને સંકટ, દલગીરી કીધો છે. આ શબ્દ પેહેલી એક વચનમાં છે.

અંધારાંમાં લાંબો જીંદગી ભોગવવાનું થશે; તેને ગલીચ ખોરાક મળશે; તેના સુખનો ઘણાજ હલકા થશે.[૧] અને ઓ તમે લુચ્ચાઓ! આ તમારા જેવી જીંદગી,[૨] તમારૂં અંતઃકરણ તમને તમારાં કામો મારફતે લાવી આપશે![૩]

૨૧. પણ અહુરમજ્દ પોતાની સંપૂર્ણ અશોઈ મારફતે અને પાદશાહાતના વડા[૪] તરીકે પોતાની તરફથી[૫] (પોતાના અશો લોકોને) હંમેશગીનું સુખ તથા અમર્ગી[૬] બખ્શશે અને જે કોઇ પોતાના વિચારો અને કામોમાં તેનો મિત્ર છે(અને ઇમાનદારીથી તેના વ્રતો બજાવે છે,) તેને તે વળી ભલાં મનનું કૌવતમંદ બળ[૭] બખ્શશે.[૮]

---

૧. પેહેલવીમાં : "અનાક રૂબિશ્નીહ્ પેમલૂનેડો" અર્થ મળે છે. આ વાક્યને ૪૬ મા હાના ૧૧ મા. ૪૯ મા હાના ૧૧ મા અને ૫૧ મા હાના ૧૩ મા જેવા ફકરાઓ સાથે મેળવીને ૨૨ મી યરતનો પાયો રચવામાં આવ્યોછે.

૨. કેટલાકો એનો અર્થ "જગા" કરે છે, પણ બીજી લાઇનમાં "આયૂ" શબ્દ આવ્યો છે તે જોવો.

૩. નેર્યોસંઘ આ વાક્યનો તરજુમો નીચે પ્રમાણે કરે છેઃ—"જે કોઇ અશો માણસને પોતાનાં તરકટથી ફસાવે છે, તે ધણીને શેવટે બદલા તરીકે તરકત હોજો; [ એટલે કે પાછળથી તેનાં રવાનને એવી હાલતમા આવવા દેજો ]. તેને લાંબી મુસાફરી કરવાની છે અને તેની પધરામણી અંધારા (દોજખ) માં છે; અને તેને ખરાબ ખોરાક તથા વધતો જતો મારફાડ મળશે [ ]. ઓ તમે બુરાઓ તમારી દુનિયા અંધારૂં (દોજખ) છે; તમારાં કામો અને તમારી દીન તમને તે તરફ લેઇ જાય છે.

૪. પેહેલવીમાં : "સર્દારીહ્" મળે છે.

૫. પેહેલવીમાં "અકૂશ્ નકૂશ્મન્ પતીહ્" મળે છે. ગાથાના ફકરાનો બોલેબોલ તરજુમો કદાચ "પોતાની પાદશાહીમાંથી" થાય.

૬. "અમૅરૅતાત્"નો અર્થ લાંબી જીંદગી કરતાં વધારે થાય છે, તે "અમૅષ" ઉપરથી ખુલ્લું માલમ પડે છે.

૭. પેહેલવીમાં : "વજ઼દવરીહ્" અને નેર્યોસંઘનાં સંસ્કૃતમાં पीवरत्वं મળે છે.

૮. નેર્યોસંઘ આ વાક્યનો અર્થ નીચે પ્રમાણે કરે છે : महाज्ञानी दक्षेस्वामी अविर्दादात् अमिर्दादात् संपूर्णत्वं पुण्यात्मने [ ] निजं प्रभुत्वं राज्ञे आश्रितत्वेन [ ] उत्तमेन पीवरत्वं मनसा [तस्मै ददते, ] यो निजस्य अदृश्यमूर्तेः कर्मणा मित्रं.

૨૨. અને (આડે માર્ગે દોરવનારથી આંધળાં નહીં થયલાં) પોતાનાં મનથી પીછાણી શકનારની પેઠે આ ચીજો ડાહ્યા લોકો આગળ ખુલ્લી છે. તારાં ભલાં મન અને તારી (પવિત્ર) પાદશાહીને લીધે તે પોતાનાં સુખનો અને કામોમાં અશોઇના તરીકા પ્રમાણે અમલ કરે છે. અને તને, ઓ અહુરમજદ! આવો માનવી ઘણોજ મદદગાર અને ઘણોજ કૈવતમંદ[1] થઈ પડશે (કારણકે તે પોતાનાં દરેક બળથી તારી સેવા બજાવે છે.)![2]

## યજશ્નેનો હા ૩૨ મો.

### વિપત્તિઓ વચ્ચે જર્થોસ્તી ધર્મના ફેલાવા માટેની લડત ચાલુ રાખવામાં આવે છે.

૧. આગળા હાનો બનાવનારજ આ હાનો પણ બનાવનાર ધારી શકાય છે. તેના પેહલા કેટલાક શ્લોકો ખોવાઈ ગયા છે, પણ આ હાની મતલબ દેવોના પક્ષકારોની સામે મોહોડે મોહોડું લડત ચલાવવાની માલમ પડે છે. તેઓ સફ સમારી ઉભેલા અને ધર્મની વિરૂદ્ધનાં કામો કરતા આ હાના બનાવનારને માલમ પડે છે; પણ તેથી તે ડરી જતો નથી. અહુરની મિત્રાચારી તેનાં મનમાં તાજી છે, અને તે દુવા માગે છે કે, આ સંસારને લગતી વિપત્તિઓ (જે પવિત્ર મઝ્હબના ફેલાવવામાં રોકાયલાઓને ખમવી પડશે એમ તેણે આગમચથી ધારી રાખેલું, ૪૩ મા હાના ૧૧ મા ફકરા ઉપરથી માલમ પડે છે) છતાં હું તથા મારા સાથીઓ તે સાહેબના કાસદો થઇએ અથવા ચાલુ રહીએ.

---

૧. પેહલવીમાં “ તનૂ અમતો ” મળે છે. નેર્યોસંઘનાં સંસ્કૃતમાં स ते–मित्रम् अस्ति निर्वेदितननु: મળે છે.

૨. પેહલવીમાં આ વાક્યનો તરજુમો નીચે પ્રમાણે મળે છે: ડહાપણવાળો માણસ જ્યારે પોતાની સમજ શક્ત પ્રમાણે વિચાર કરીને ફડચો કરે છે, [એટલે કે તેનો સરદાર અને દસ્તુર તેને જે કાંઈ જાહેર કરે તે ઉપર ધ્યાનથી જે કોઈ લક્ષ દે છે] ત્યારે તેને આ ચીજો ખુલ્લી દેખાય છે. જે પાદશાહને માટે તેઓ પવિત્ર સુખનો બોલે છે તથા કામો કરે છે, અને જેનું શરિર, ઓ અહુરમજદ! તને ધરાવે છે, તે ભલો છે.

૨. મજદ તેને અને તેની મારફતે તેના પક્ષકારોને, દીનના સરદાર તરીકે જવાબ દે છે, અને તેમનો તેના તરફનો ભકિતભાવ સાબાશી સાથે કબુલ રાખી, તેજ રીતે ચાલુ રેહેવાનું ઉત્તેજન દે છે. જે સાહેબની તેઓ સેવા બજાવે છે, તે સર્વોપરી છે; તેઓએ ધાસ્તી રાખવાની જરૂર નથી.

૩. અહુર તરફના આ જવાબની પોતાના સાંભળનારાઓને ખબર આપી, આ હાનો બનાવનાર, દેવો જાણે તેમના પક્ષકારો આગળ હાજર હોય તથા દેવોના પક્ષકારો તેની નજર આગળ તેમની ગુનાહભરી પરસ્તેસ કરતા હોય તેમ ધારીને, તેમના ઉપર સખત હુમલો કરે છે, અને તેમને "શયતાનની તોખમના" એવાં નામથી ઓળખાવે છે. તેમની પરસ્તેસ કરનારાઓ જુદા અને આડે માર્ગે જનારા હોય છે. તેઓએ હઠીલાઇથી પોતાનો બુરો મહજબ ફેલાવ્યો છે અને તેથી તે વધ્યો જાય છે.

૪. કર્તા દલગીરી સાથે સ્વીકારે છે કે, તેઓએ માણસોનાં મન બગાડયાં છે, અને તેમને પોતાની તરફથી બોલતા કર્યા છે, જેઓ તે કારણથી અહુરમજદથી મળેલો ભલો સ્વભાવ તજી દે છે અને બુદ્ધિહીન થાય છે.

૫. આ દુનિયામાં સુખી જીંદગી ગુજારવાની અને બેહેસ્તમાં અમરગિ મેળવવાની માણસજાતની ઉમેદ તેઓએ બરતરફ કરી છે. અને આ કામ દેવની ઉપમા ધરાવનાર **બુરાં મન**નાં વંશજો તરીકે, તેમજ તેનો સુખન તુરત અમલમાં મેલનાર તેના નોકરો તરીકે, તેઓ કરે છે.

૬. કર્તા અફસોસ સાથે બોલે છે કે, તેમનો સરદાર પોતાની બુરી નેમો પાર ઉતારવા માટે મજબુત કોશિશ કરે છે; પણ તેનો અટકાવ કરવા માટેના અહુર તરફના ઇલાજો યાદ કરવાનો હવે વખત આવ્યો છે. તે સાહેબનાં પવિત્ર ફર્માનો જાહેર કરવાં જોઇએ છે, અને તે સાહેબની પાદશાહી સત્તાની મારફતે તે અમલમાં મેલવાં જોઇએ છે.

૭. તે પછી, કર્તા જે કંગાલ ગુનેહગારોને હાંક મારી આ શબ્દો કહે છે, તેઓ બુદ્ધિહીન બનીને પોતાને સલામત ગણતા હોવાથી, તે ઘણી ગંભીરાઇથી તેમની ટકોર કરે છે. તે બોલે છે કે, આ લોકોનો નાશ નજદીક આવ્યો છે, છતાં તેઓમાંના કોઇને તે વિષે ખબર નથી, પણ અહુર તેથી વાકેફ છે. અને જેટલા તેઓ તેથી અજ્ઞાન રહે છે એટલા વધારે સખત સજા તેઓ પામશે. સચ્ચાઇથી આંધળા યાને સચ્ચાઇ ઉપર ધ્યાન નહીં પોહોંચાડનારા અને જાણીજોઇને આંધળા થઇને પાપ કરનારા એક સરખી સજાને લાયક છે.

૮. પોતાના આ ફત્વાના ટેકામાં તે ગુસ્સાથી સ્વધર્મત્યાગી (પાદશાહ ) યિમનો દાખલો આપે છે, જેણે તેના ધારવા પ્રમાણે ગાયઢોરનું માંસ ખાવાનો રેવાજ પ્રથમ દાખલ કરવામાં ભુલ કરી હતી. ઊપર જણાવેલા પાપીઓની માફક તેની સાથે પણ મળતો થવાનો તે ઇનકાર કરે છે. અને પોતે અહુરની નજરમાં તે સઘળાઓથી જુદો હોવાનો એકરાર કરે છે.

૯. તે કબુલ રાખે છે કે, તેમના ( વિરૂદ્ધવાળાઓના ) આગેવાને કેટલેક દરજ્જે તેના તરફની કેળવણીને લુલી કરી છે, તથા જીંદગીની જે વાજબી કીંમત લોકોનાં મનમાં તેણે ઠસાવી હતી, તેને તેણે નબળી કરી છે, ( અથવા જો અટકાવ ન મેળાશે તો તે એમ કરશે ); વળી તે એકરાર કરે છે કે, તેણે મારી પવિત્ર મીલકત ઉપર પણ હુમલો કર્યો છે. અને તે પોતાનાં અંતઃકરણથી અહુર તથા અષ આગળ બુલંદ અવાજે તે માટે ફરીઆદ કરે છે.

૧૦. તે ફરીથી કહે છે કે, તેઓ ( બુરાઓ )નો આગેવાન મારાં શિખવેલાંને રદ કરવાની ધમકી આપે છે, કુદરતની ઉત્તમ ચીજ—સૂર્યને અને પવિત્ર ગાયને તે બુરૂં બોલે છે, અને તે ફળદ્રુપ જમીનને નુકશાન કરે છે તથા અશો લોકોને મારી નાખે છે.

૧૧. સામાવાળાઓ તરફથી કતલ ચલાવવાને થતી કોશેશ તથા ધર્મની વિરૂદ્ધ જે મજબુત લડત તેઓ ચલાવે છે તે સામે, તે ઘણો વિલાપ કરે છે. બળવંત લોકોએ રચેલા પ્રપંચ તે દેખાડી આપે છે અને કહે છે કે તેઓ મરદો તેમજ સ્ત્રીઓના વારસા એકાયદે જપત કરે છે. અને તે એકરાર કરે છે કે, માણસમાં જે ઊત્તમ મિનોઈ ગુણો હોઇ શકે, તે ગુણોથીજ જાણે તેઓ કંટાળતા હોય, તેમ મારો વિરૂદ્ધવાળાઓ મારા પક્ષકારોને ઇજા કરવાની કોશેશ કરે છે.

૧૨. પછી તે સઘળાં વિષેનો ઇશ્વરનો ગંભીર ચુકાદો તે જાહેર કરે છે, જેમાં મુખ્ય કરી પવિત્ર ગાયો યાને ગાયઢોર અને પરેહજગાર લોકો સામે દગલબાજી કરનારાઓને—એટલે કે ફાયદેમંદ અને પવિત્ર અષને બદલે ગ્રેહ્મને અને ઇશ્વિરી હકુમતને બદલે જુઠાણાના દેવની હકુમતને પસંદ કરનારાઓને ઠપકો દેવામાં આવે છે.

૧૩. તે જાહેર કરે છે કે, વિરૂદ્ધવાળાઓનો એક સરદાર ગ્રેહ્મ દોજખના જેવી બુરી પાદશાહી ઇચ્છે છે; અને તેજ વેળાએ પેગમ્બર તરીકેના પવિત્ર-ઓહ્દામાં પણ તે ભાગ પડવા માટે અદેખો થાય છે. પણ તે ઘણી મજબુતીથી

જણાવે છે કે, મજદનો કાસદ (ઇશ્વરી) અશોઇની નજર આગળથી તેને દૂરનો દૂર રાખશે. ધર્મને લગતાં કામોમાં તેને કશો ભાગ લેવા દેવામાં આવશે નહીં.

(જે લડત જરથોસ્તીઓ અને દેવપરસ્તીઓ વચ્ચે ચાલતી હતી, તે લડતની મુખ્ય સમજ મેળવવાને આપણને કાંઇક આધાર આ ઠેકાણે મળે છે. એમ ધારી શકાય છે કે, દેવપરસ્તીઓ અને જરથોસ્તીઓ વચ્ચે તેમના ધર્મના ઘણીક ક્રિયાઓ વગેરેમાં ઘણું મળતાપણું હતું, પણ દેવપરસ્તીઓ બે ઇશ્વરી મત યાને સ્પેન્તમઇન્યુ અને અંગ્રમઇન્યુ વચ્ચેનો તફાવત સમજી શકતા અથવા કબુલ રાખી શકતા ન હતા. મુર્તિપુજકોની પેઠે તેઓ પોતાનાં પાપમાં દેવતાઓને પણ સામેલ કરતા હતા. (દાખલા તરીકે ઇન્દ્ર દેવતાને છાકટ જણાવવામાં આવેલો છે.) બંને પક્ષો વચ્ચે ભાષણો અને હથિયારો વડે ધર્મની ક્રર્માનો બાબે સખત લડાઇ ચાલતી હતી. હું ધારૂં છું કે, સપાટી ઊપરથી એક સરખા લાગતા ધર્મોના બે પક્ષો વચ્ચે લડાઇ ચાલતી હતી, અને દરેક પક્ષ પોતાના ધર્મને વાજબી ગણાવવા માગતો હતો.)

૧૪. વિરૂદ્ધવાળાઓને પોતાના કાવાદાવાથી મદદ કરવા આવેલા "કવિ"-ઓ પગભર થવા સામે અફસોસ કરી, કર્તા જણાવે છે કે, આતશને રોશન રાખનાર ધર્મગુરૂ ગાયોને આશિર્વાદ દેવાને બદલે નુકશાન કરશે, એવું જુઠું તેઓ સમજાવે છે.

૧૫. પણ તે દીલાસો લેઇ બોલે છે કે, આખેરે મને ફત્તેહ અને બદલો મળશે, જે વેળાએ મને તથા મારા સાથીઓને બંને અમેષાસ્પંદો-પુશ્કળતા (હઉર્વતાત્) અને અમર્ગિ (અમેરેતાત્)-જેઓ બેહેસ્તમાં મળતાં સુખના પ્રતિનિધિઓ છે, બેહેસ્તમાં લેઇ જશે.

૧૬. શેવટે તે પોતાની સઘળી ઉમેદ બર લાવવા માટે અહુર ઊપર-ભરૂસો રાખે છે, કે જે સઘળા બનાવો ઊપર કાબુ રાખી શકે છે, અને સઘળા શકનો ખુલાસો આપે છે, તથા પોતાના નોકરોને મોહોડેથી સલાહ તથા હુકમો આપી, પાપીઓને સજા કરવાનાં કામમાં મદદ કરશે.

## તરજુમો.

[ તે હરીફ પાદશાહ (ખોવાઇ ગયલા શ્લોકોને નીચલા શ્લોકો સાથે બંધ બેસાડવા માટે આ વાકયની જરૂર છે) જેને પાદશાહી અપાવવા માટે કેટલાકો પ્રપંચ ચલાવે છે, અને જે એકવાર પાદશાહી મેળવવા પામ્યો તો ઘર, ગામ, કસબા તથા પ્રાંતોને ખુવાર કરશે તથા તેમનો નાશ-

કરશે, તે પોતાની નેમ પાર પાડવા માટે મજબુત કોશેશ કરે છે તથા પોતાના જુઠા ધર્મ પ્રમાણે ક્રિયાઓ કરવા લાગ્યો છે.]

૧. (જે પ્રમાણે મેં જરથુશ્ત્રએ બંદગી કરીછે તે પ્રમાણે) તેનો[1] ઊમરાવ-સગો, અને તેને માટે મજુરી કરતા ગામટીઆઓ તેના (વિશ્વાસુ) સોબતીઓ તથા તેના (ભાઇબંધ) દેવપરસ્તીઓ[2] જોડે બંદગી કરશે[3]. પણ મારા મનમાં તો તે મોટા પેદા કરનાર, હૈયાતી ધરાવનારા સાહેબ, અહુરમજદની મિત્રાચારી[4] છે; અને, ઓ અહુર! તારા કાસદો અમે થઇએ; જેઓ તમને ધિઃકારે છે તથા તમને ગુસ્સે કરે છે, તેમને દૂર રાખવાને[5] અમે શકિતવાન થઇયે!

૨. એમને (યાને જેમની તરફથી પેગમ્બર બોલ્યો હતો, તેમને) અહુરમજદએ પોતાનાં ભલાં મન મારફતે (તેમના આત્માઓમાં) હકુમત ચલાવતાં[6] જવાબ દીધો; તે સાહેબ આપણો ભલો મિત્ર હોવાથી પોતાની પાદશાહી સત્તા અને પોતાની સર્વેથી સરસ[7] અશોઇ

---

૧. તમામ દેવપરસ્તીઓના કોઇ આગેવાન શિક્ષક અથવા પ્રતિનિધિ વિષે અહીં ઇસારો કરેલો છે.

૨. અથવા "દેવો તેના છે" એવો અર્થ થાય છે; પણ જે પ્રમાણે પરહેજગાર મરદો માટે "વોહુમનંહ" શબ્દ વપરાય છે, તેજ પ્રમાણે અહીં દેવપરસ્તીઓ માટે આ શબ્દ વપરાયલો સમજવો વધારે બંધબેસ્તો લાગે છે; તેનો ક્રિયાપદ "યાસૅન્" અથવા તો "હૅન્તી" લુપ્ત હશે.

૩. ૨૮ મા હાના ૨જા શ્લોકમાં આવેલા ફકરામાંના "યાસા" શબ્દને સરખાવો.

૪. અથવા "મિત્ર"; હું બનતાં સુધી ભાવવાચક રૂપ વાપરતો નથી પણ પેહેલવીમાં "હ-રવાખ્-મનીહ" અર્થ આપ્યો છે.

૫. પેહેલવીમાં "અઇધ્શાન્ મિન્ લેટૅમ લખ્વાર યહ્તુનૅમ્" અર્થ કર્યો છે અને તે અર્થ તદન બંધબેસ્તો છે.

૬. પેહેલવીમાં: "પવન્ સર્દારીહે વોહૂમન્" મળે છે. નેર્યોસંઘ તેનો અર્થ स्वामीतायाम् કરે છે.

૭. મૂળ અર્થ "કીર્ત્તિવાન" થાય છે. "ખ્ન્વઇતિશ્ દૅરૅજો" શબ્દના અર્થ ઊપર એથી અજવાળું પડે છે.

મારફતે તેણે જવાબ વાળ્યો: તમારો ભલો અને મોટો ભકિતભાવ અમે સ્વીકાર્યો છે; તેને અમે પસંદ કર્યો છે; તે અમારો થશે.[1]

૩. પણ તમે, ઓ દેવો! તમે સઘળાઓ બુરાં મનના તોખ્મના[2] છો. જે કોઈ તમારો ઘણીજ[3] પરસ્તેસ કરે છે,[4] તે જુઠા દેવને લગતો અને ગુમરાહ થયલો[5] છે. (તમારી) ઠગાઈઓ આગળ વધેલી (છે) જે માટે તમે સાતે[6] દુનિયામાં મહસુર છો!

---

૧. પેહેલવીમાં છેલા વાકયનો અર્થ નીચે પ્રમાણે મળે છે: અહ્યિ રૂપૅન્દારમડ્ લિકૂમ્ રાઈ શપીર્ દોષૅમ્ [બૂન્દક મીનિશ્નીડ] જકે લન્મન્ અહ્રતિ [અહ્યિમાનો પવન્ તનૂ માહ્માન યેહેવૂનાડ].

આ આખા શ્લોકનો નેર્યોસંઘે કરેલો સંસ્કૃત તરજુમો નીચે પ્રમાણે છે: એમને તે મોટા દાના સાહેબે, ઊત્તમ મનની સરદારીથી [એટલે કે તેમનાં શરિરમાં વ્હમન પરોણા દાખલ આવેલો હોવાથી] જવાબ વાળ્યો; તેમની અશોઈ, સારી લાગણી અને ભલી વર્તણુકને લીધે [એટલે કે તેમનાં શરિરમાં ખરેખરી ભલી વર્તણુક પરોણા દાખલ આવેલી હોવાથી] શહરેવરની મારફતે ઊત્તર દીધો, અને તે બોલ્યો: તમારી સંપૂર્ણ વિચાર શકિતવાળી, અને તમારી સર્વેથી બુલંદ જમીનને હું મદદ કરીશ; તે મારી છે [ ]. (પાછલા વખતમાં આરમઇતિનો અર્થ જમીન સમજવામાં આવતો હતો.)

૨. જોવો ૩૦ મા હાનો ૬ઠો ફકરો જેમાં જણાવવામાં આવે છે કે, દેવ મસલેહત કરતા હતા, તે વખતે બુરૂં મન તેમની નજદીક આવ્યું હતું.

૩. પેહેલવીમાં "કમેદ" શબ્દ મળે છે. શું અહીં "મશ્ર" શબ્દ "મશ્યો" એટલે માણસને અર્થે તો આવ્યો ન હોય?

૪. દેવોની આરાધના કરનારાઓને દેવોથી અહીં છુટા પાડી દેખાડેલા હોવાથી કર્ત્તા અહીં કાંઈ ઊંડી મતલબ ધરાવતો ગણવાની આપણને ફરજ પડે છે. દેવો પણ જાણે તેમની પરસ્તેસ કરનારાઓ ભેગા ખરેખર તેની નજદીકમાં ઊભા હોય તેમ અલંકારી ભાષામાં તે અહીં બોલતો જણાય છે બીજા ફકરાઓના અર્થ સમજવા માટે આ બીના ધ્યાનમાં રાખવાની જરૂર છે.

૫. કદાચ એનો અર્થ "મગરૂર" થાય; પેહેલવીમાં "અવરમીનિશ્નતર" અને નેર્યોસંઘમાં अवमनस्तरश्च મળે છે.

૬. અહીં દુનિયાના સાત કેશ્વરો અથવા ખંડો વિષે બોલવામાં આવ્યુ છે.

૪. કારણ કે તમે અમારા વિચારોને[1] ગુંચવાડામાં નાખો છો, જેથી દુષ્ટ કામો કરનારા માનવીઓ, ભલાં મનથી તજી દેવાયલા થઇને[2], મોટા પેદા કરનાર હૈયાત સાહેબની (આપેલી) સમજ શક્તિથી અને તેની અશોઇથી ઘણાજ વેગળા જઇને, જાણે દેવો તેમના વહાલા હોય તેમ બોલશે.[3]

૫. એટલા માટે (આ દુનિયામાંની) સુખી જીંદગી[4] અને (પેલી દુનિયામાંની) અમર્ગીથી માણસોને આડા દોરવશો,[5] કારણ કે બુરા મિનોએ પોતાનાં બુરાં મનથી તમને (ફર્માન આપ્યું છે). તમે

---

૧. હું સુધારીને આ પ્રમાણે વાંચું છું: "ફ્રેો મે (= મન) મથા" (વિશેષણ ૧લી એકવચન; સરખાવો "યિમા કૅરૅદુષા" અને "મા મપા"). પેહેલવી તરજુમો કરનારે વખાણવા લાયક રીતે તેનો તરજુમો "અશ ફ્રાજ મીનિશ્નો વર્ડીનેડ [અઇઘશ બરા ફ્રીફ્ડ, અફશ મીનિશ્નો બરા અવો વિનાસ કર્ડનો વર્ડીનેડ]" કર્યો છે, અને તેને અનુસરીને હું ચાલયો છું. નેર્યોસંઘનો અર્થ આ પ્રમાણે છે: प्रकृष्टं मनः—मथ्नाति. "અચિસ્તા"ને પુલ્લીંગમાં લેવો કઢંગુ લાગે છે, પણ તેમ લેવાની ફરજ પડે છે.

૨. પેહેલવીમાં પણ "અશાન્ વોહૂમન્ સીજદ" અર્થ કર્યો છે; નેર્યોસંઘ सज्ञान: दूरे आस्ते અર્થ કરે છે.

૩. પેહેલવી તરજુમો કરનારને મળેલી નકલમાં "વક્ષ્યેંતે" શબ્દ હોવો જોઇએ અને હાલ હૈયાતી ધરાવતી કેટલીક નકલોમાં પણ એ આકાર મળે છે. પણ ગુરતી અને બીજાઓ માફક "વક્ષેંતે" અને બારથોલોમા એમની પેઠે "મીમથા" વાંચયે તો અર્થ આ પ્રમાણે થઇ શકે: તમે એવું કર્યું છે કે, દુષ્ટ પરીણામો નીપજાવનારા માણસો આબાદ થાય છે, અને તેઓ દેવોના વહાલા (છે.) હયુબશ્મન આ પ્રમાણે અર્થ કરે છે: "તેઓ દેવોને પસંદ આવે એવું બોલે છે."

૪. પેહેલવીમાં "ફ્રીફ્ડ અન્શુતાઆન્ પવન્ હૂ-ઝીવિશ્નિહ" અર્થ કરવામાં આવ્યો છે.

૫. શકયાર્થ રૂપે છે; નહીં તો 'તમે આડા દોરવ્યા છે' એવો અર્થ થાય.

દેવને લગતાઓને તેણે, જે પ્રમાણે તેનો સરદાર[1] (આહરિમન) બુરાઓને ફર્માવે છે તેમ, બુરા સુપનોથી બુરાં કામો કરવા ફર્માવ્યું છે.[2]

૬ ગુનાહથી ભરેલા (તમારા સરદારે) અમારો નાશ કરવા ઇચ્છયું છે, જેથી તે પ્રખ્યાત થયો છે (અને તેનો ફત્વો જાહેર પડયો છે); પણ એઓનું એમ હોય તો, તેજ રીતે, ઓ અહુર! સાચાં (ફર્માનો) તારી યાદદાસ્તમાં[3] તું ધરાવે છે (કારણ તું તે જાણે છે). અને તારી સત્તા તથા તારી અશોઇને લીધે (તારાં નામથી) તારા ફર્માનો હું અમલમાં મેલાવીશ.[5]

---

૧. પેહેલવીમાં અહીં "ક્ષયો" માટે "શલીતાઇહ" અને ૨૮ મા હાના ૮મા ફકરામાં "ક્ષાયા" માટે "પાડક્ષા" શબ્દ વાપર્યો છે. ૨૮મા હામાં તે શબ્દ કર્મ વિભકિતમાં છે એમ હું ધારતો નથી. એક સાદો કર્મ ગાથામા છેક વાકયને છેડે સ્વભાવીક રીતે આવતો નથી. જ્યારે તે એવી રીતે છેડે આવે છે, ત્યારે તે કોઇ આગળા શબ્દ સાથે એકજ વીભકિતમાં હોય છે. કર્ત્તા વાકયને છેડે આવવાની વળણ ધરાવે છે.

૨. ફ્ચિનશ્ કાંઇ ખાસ કરી "આપ્યું" અર્થ ધરાવતો નથી; "સોંપ્યું" અથવા "બતાવ્યું" અર્થ વધારે બંધબેસતો છે. પેહેલવીમાં વાજબી રીતે "ચાષેડ" અર્થ કરવામાં આવ્યો છે.

આ શ્લોકનો અર્થ નેર્યોસંઘે નીચે પ્રમાણે કર્યો છે: આ બનેની માર ફતે તે માણસોને આબાદી અને અમર્ગીના સંબંધમાં ઠગે છે [એમ કહીને કે, જો જીવવાનું બની શકે એમ હોય તો, અમર્ગી આપણા માર્ગમાંજ છે.] ઓ દુષ્ટ મનવાળાઓ! ઓ દુષ્ટ દેવો! તે તમારો પોતાનો હોવાથી, પાપીઓને લાયકનાં નીચ કામો મન ઊપર ઠસાવે છે; તે કહે છે કે, પાદશાહી [ચોકસ લોકોની (યાને દરેક જણ ઉપર) આહરમનથી છે.]

૩. અથવા મોહોડે કરેલાં ભણતરમાં. નેર્યોસંઘ એનો અર્થ प्रकटं कल्पयति કરે છે.

૪. ગાથામાં "વિદ" (તથા "વએદા") આ અર્થે આવતા જણાય છે. અથવા એનો અર્થ "તું ઊત્તમ મનથી પીછાણે છે" એવો થઇ શકે.

૫. ફારસિમાં આ ફકરાનો અર્થ નીચે પ્રમાણે મળેછે:–બિસ્યાર કીનહ-વ-ઝન્દહ કીનહ ખાહદ, [ફૂશ વનાહ-કારાન પાદશાહ કૂનેદ], કિહ, ગુફ્ત+સૂદ ઇસ્તેદ [કિહ ગુફ્ત ઇસ્તેદ]; કૂ, કિહ ઓશાન બી-શુમાર [કૂ પાદશાહ

૭. આ કંગાલ લોકો[1]માં ( તેમનો આ સરદાર[2]) જાણતો નથી કે, જે ચીજોને[3] ( તેના સાથીઓએ ) ફત્તેહમંદ જાહેર કરી છે[4] તે નાશ પામવા માટે સાથે બંધાયલી છે; ખચીત તે ચીજોથી, તેની પ્રકાશીત લોખંડી (તરવાર) થી (ફત્તેહમંદ તરીકે) તે પ્રખ્યાત થયો હતો. પણ તે ચીજોના સમૂળગા નાશ[5] વિષે, તું ઓ અહુરમજ્દ! ઘણીજ ખાતરી ધરાવે છે[6] !

---

પહ્ આંન્ ઝમાન્ તમામ બિહ્ કુનંદ્, કિહ્ રવાંન્ બાઝ્ આંન્ તન્ દેહદ્ ]; ઝાહિર શુમાર્ કુનંદહ્ હોર્મઝ્દ [ કૂ પહ્ ગુનાહ્ વ કિર્ફેહ્ શુમાર-કુનંદ ]. વાને બુલંદ્ આગાહ્ પહ્ બહ્મન્ [ મુઝ્દ દાનદ્; કુ આન્ કિહ્ બાયદ્ દાદન્ ]. પહ્ આંને તૂએ શુમા, હોર્મઝ્દ ! ખુદા, આંને શવાબ્ આમૂખ્તન્, બિહ્ દાનેસ્તુવાન્; [ કિહ્ શુમા પદિશાહી તમામ બિહ્ બેદ્†યાખુની†બાશદ્, હર્ કસ્ પહ્ નેકી આગાહ્ બિહ્ બાશદ્].

૧. પેહેલવીમાં: " કીનીકાનો " શબ્દ મળે છે.

૨. પેહેલા શ્લોકમાં જણાવેલા " ખુએતુ " અને નવમાં શ્લોકમાં કહેલા " દુશ્ સસ્તિ, " ઇત્યાદી.

૩. પેહેલવીવાળો અજબ જેવી રીતે ભુલ કરીને અહીં " રોથનો " એટલે " ખુલ્લું " અર્થ કરે છે; નેર્યોસંઘ વરિષ્ફૂટતરઃ અર્થ કરે છે. " એકઠી થયલી ચીજો"નો છુટો અર્થ 'ખુલ્લુ" તે કરે છે, એમ કહેવું તે ગોયા તાણી તોડીને અર્થ કરવા બરાબર થાય. પરંતુ આપણે ભુલી જવું જોઇતું નથી કે, પેહેલવીવાળાની જે ભુલ આપણે ધાર્યે છિયે તે કેટલીકવાર આપણાં પોતાનાં અજ્ઞાનપણાને લીધેજ હોય છે. " વીધ્વાઓ " પેહેલા શ્લોકમાંનો " અહ્વા " જેને લાગે છે તેને અથવા કદાચ એક પગલું પાછળ ભરીને તે " અક મનહ્ "ને લાગુ પડતો હોવો જોઇએ.

૪. કદાચ એનો અર્થ આ પ્રમાણે થતો હશે: " જે નાશ પામવાને સરજાયલી તથા લાયક છે, એમ તારાથી જાહેર કરાયલું છે. " પેહેલવીમાં "મૂન્ અનિરનૉ આમૂખ્તેંદ " મળે છે. " જોયા= જાયા ", " જન " ઉપરથી; એજ પ્રમાણે " આકાયા " શબ્દ " કન્ " ઉપરથી.

૫. એજ પ્રમાણે પેહેલવી: " રિસ્તક્ " અને " પાડફ્રાસ્. "

૬. " નએચિત વીધ્વાઓ " અને " વએદિશ્તો અહી " એકજ શ્લોકમાં સામસામા અને ભાર મેલવા માટે મેલાયા છે.

૮. આ કંગાલ લોકોમાં[1] યિમ વીવંહુષ પ્રખ્યાત થયલો હતો; તે કે જે અમારા લોકોને સંતોશ આપવાની[2] ઇચ્છાથી, ગાયોનાં માંસને કુકડા કરીને ખાતો (ખાવા શિખવતો) હતો. પણ એમના (જેવાઓ) થી,[3] ઓ અહુરમજદ ! તારી અક્કલ મારફતે તું જે પરીક્ષા કરશે તેમાં, હું (તને તદન જુદો દેખાવાનો ) છું.[4]

૯. (તે આગેવાન ) બુરો શિક્ષક (હોવાથી) તે (અમારા) ફ-ત્વાઓનો નાશ કરશે[5] અને પોતાની શિખામણોથી જીંદગીની (ખરી) સમજને આડે માર્ગે દોરવશે તથા (મારી પાસેથી) મારી દોલત[6]-

---

૧. પેહેલવીમાં: " શેદાઆંનુ " શબ્દ વાપર્યો છે; નેર્યોસંઘ એનો અર્થ तान् द्वेषिणः કરે છે.

૨. અથવા "શિખવવાની"; પેહેલવીમાં એજ અર્થ છે. નેર્યોસંઘ તેનો અર્થ समास्वादयति કરે છે.

૩. પેહેલવીવાળો અહીં ખરો તરજુમો સુચવે છે: " એઓમાંથી મને તેં પસંદ કર્યો છે." જો એમ ન હોય તો આપણને આવી રીતે સવાલ પુછવો પડે: " શું હું એઓમાંનો છું ?" અહીં યિમ પડી ભાગવા વિષેનો ઇસારો છે. જાનવરોનું માંસ પ્રથમ ખવાવા વીષે, જોવો જૅનેસિસ બાબ ૯, ફકરો ૩. કેટલાકો આ પ્રમાણે અર્થ કરે છે: "એઓના સંબંધમાં ઓ મજદ ! હું તારાં મતનો છું " (?).

૪. પેહેલવીનો તરજુમો આ પ્રમાણે છે: " આ દેવોમાં વિવંહાનનો યિમ એક ધાટકી જુલમગાર તરીકે પ્રખ્યાત થયલો છે. તેણેજ માણસોને આ પ્રમાણે શિખવ્યું હતું: તમે અમારૂં માંસ ટુકડા કરીને ખાવો [ છાતી જેટલું પોહોલું, હાથ જેટલું લાંબું-(અથવા પ્રોફેસર વેસ્તના તરજુમા પ્રમાણે: ઓળા જેટલું અને હાથ જેટલું ભરેલું ]. એઓમાંથી [ ] હવેથી મને ઓ અઉહુરમજદ ! તેં પસંદ કર્યો છે; [ એટલે કે તારાથી પણ હું ભલાં માણસ તરીકે ગણાઊં છું. ]

૫. ભેકાયદે અહીં શકયાર્થ છે. અગર તેમ નહીં લઇએ તો, તણે તેમનો નાશ કર્યો છે, એમ અર્થ લેવો પડે. અલબતાં લડત સંપૂર્ણ થઈ નહતી; હજી ચાલુ છે, અને શેવટે ફતેહ મલવાની છે.

૬ પેહેલવીમાં: ઞકે લિ ઇશ્તી અવોર્તો [ -ખાસ્તકે પવનૂ દસ્તોબાર]. મળે છે.

(તારાં) ભલાં મનની કીંમતી અને ખરી દોલત લુંટી લેશે.[1] ઓ અહુર ! તમને તથા અષને, એટલા માટે, મારાં મનની[2] (હાજત)ના અવાજથી હું હાંક મારૂં છું (યાને તમારી મદદ માગું છું).

૧૦. ખચ્ચીત આ માણસ મારા ફત્વાઓનો નાશ કરશે (કારણ કે હૈયાતી ભોગવનારી અથવા બનાવવામાં આવેલી સર્વેથી ઊંચી પેદાએશને તે બુરૂં બોલે છે). તે કહે છે કે (પવિત્ર) ગાયો[3] અને સુર્ય આંખે દેખાઇ શકતી ચીજોમાં સર્વેથી ખરાબ છે; અને પાપોઓના જેવો ભેટો (દેવપરસ્તીઓના ધર્મગુરૂ દાખલ) તે અર્પણ કરશે. અને શેવટે તે અમારાં ખેતરોને ટીપણીથી સુકવી નાખશે[4] અને તારા(એટલે મજદની) અશો મરદ સામે પોતાનો ગુરૂજ ફેંકશે[5] (જે તે હથીઆરના ફટકાથ કદાચ પડી ભાગે).

૧૧. ખચ્ચીત આ (લોકો) મારી જીંદગીનો નાશ કરશે, કારણ તેઓ પાપોઓના આગેવાન[1]ની સલાહ પુછે છે ( અને તેમના સુખનો

---

૧. "અપો-યંતા" વાંચવું જોઇએ છે; અગર નહી તો "તેઓ તે લેત" અર્થ કરવો પડે; નેર્યોસંઘે अपहरति અર્થ કર્યો છે.

૨. પેહેલવીમાં "પવન વહ્મન્શાંન મિલયાએ મીનવદીહા" મળે છે; નેર્યોસંઘ वाग्भिः मानसवृत्त्या अहम्-आक्रन्दये એવો અર્થ કરે છે.

૩. અહીં આપણને વેદમાં ગાયોના જાણીતા દુશ્મનો વિષે જણાવેલી બીના યાદ આવે છે, પણ તે બાબતને અહીં કશો સંબંધ નથી. અહીં જણાવેલી ગાયો કાંઈ વેદની માફક વરસાદનાં વાદલાંઓના પ્રતીનીધી દાખલ વપરાઇ નથી; તેઓ વચ્ચે કાંઈ પણ પાધરો સંબંધ નથી.

૪. 'વિવાપત'ને 'વિયાપત્' વાંચો; "વ' અક્ષર ભુલથી "પ"ને બદલે લખાયો છે. પેહેલવી ભાષાનાં બંધન ઊપરથી તે જણાઇ આવે છે. જો એમ નહીં હોય તો "વીયાવાનીનેડ" શબ્દનો ખુલાસો કેમ કરી શકાય ? જંદ અને સંસ્કૃત ઊપરજ આપણાં ભાષાશાસ્ત્રનાં ગ્નાનને અટકાવવું જોઈતું નથી. દીર્ઘ સ્વરવાળા "આપ" શબ્દને સંસ્કૃત वप्=છોલી નાખવું સાથે મેળવવો કઢંગો છે. હું ધારૂં છું કે, જમીનને છોલી નાખવીના જેવોજ અસરકારક અર્થ, "તેને પાણી પોહોંચાડવાનાં સાધનનો નાશ" કરવો, થશે.

૫. બોલેબોલ અર્થ: તે પોતાનો ગુરૂજ અશો માણસ તરફ છોડશે.

૧. "ચિકોઇતેરેશ્"નો અર્થ પેહેલવી તરજુમાવાળા એ ભુલ ભરેલો અથવા ઘણો છુટો કર્યો છે, પણ તેણે "મત્રિખીશ્"નો અર્થ "પવન મસાઈ

થી સમજ મેળવે છે[1] ). અને ઘર ધણી તથા ધણીયાણી[2] એઓ બંનેની પાસેથી તેમને વારસામાં મળેલા ખજાના[3]ની ભેટ લુંટી લે છે.[4] તેઓ તથા જેઓ ( મારા લોકોને ) અશો લોકોનાં ભલાં મનથી[5] ( કાંઇ પણ સારી અસર પામવા વિના ) ઝનુનથી જખમી કરશે[6] ( તેઓ કંગાલ છે).[7]

૧૨. ( પણ અહુર પોતાની તરફનો ઠપકો જાહેર કરશે, કારણ કે) સર્વેથી પવિત્ર કામથી ( પાછળ હઠી અને તેની પવિત્ર સચ્ચાઇથી જખમી થઇને[8] આવા) માણસો જે ફત્વા (નીચપણે) આપતા હોય[9] તેમને માટે મજદએ કહયું છે: બુરા (તેઓ છે ! ખચીત તેમને માટે તે સાહેબે આ શબ્દો કહયા છે કે) જેઓએ ગાયો પાસે આશિર્વાદ મેળવવાના બદલામાં તેમનો જાન લીધો છે (અને તેમને મદદ આપવાનું

---

[ – પવન્ પેશ્પાયીહ્ વ પાસ્પાયીહ્ – ] ઘટતો કર્યો છે. નેર્યોસંઘ એનો અર્થ महत्तया–पुरःसरतया કરે છે.

૧. જોવો ૩૧મા હાનો ૧૨ મો શ્લોક, જેમાં આ વાકય મળે છે:– 'ત્યાં સાચો અથવા જુઠો માણસ મોટે અવાજે બોલે છે.'

૨. પેહેલવી: " ખડક્–ખૂદાઇ ગબ્રા નેરમન."

૩. પેહેલવી; રિકનહ્ વિન્દિરનો. "

૪. મૂળ અર્થ " તે લે છે.'

૫. પાંચમી વિભક્તિમાં આ શબ્દો છે; સરખાવો " અષાટ્ હચા. "

૬. પેહેલવી: " રેષીનેંદ્ ".

૭. હયુબશ્મેન પ્રમાણે: તેઓ ભલાં મનથી મેળવાતા ફાયદા લેઇ મેલ તેમને નુકશાન કરવા ઇચ્છે છે.

૮. જોવો આગલો શ્લોક.

૯. પેહેલવી તરજુમો કરનાર પાસેની નકલમાં કદાચ "રષયેન્ત" શબ્દ હશે; તે છુટથી તેનો અર્થ "રેષ આયેંદ" કરે છે. આપણી પાસેની નકલ કરતાં આ લખાણ વધારે પસંદ કરવા જોગ છે, અને તેને આધારે તરજુમો આ પ્રમાણે કરી શકાય: જેથી (યેન) માણસો ઉત્તમ નિતિ અને ક્રિયાનાં કામોથી (મેળવાતા) ફત્વાઓની સામે થનારા તથા તેમને પાછળ હઠાવનારા (મૂળ અર્થ જખમી કરનારાં) થશે; પણ એવાં માણસોને મજદએ જાહેર કર્યું છે: તમે બુરા છો.

ઢોળ ઘાલી તેમને શ્રાપ દીધા છે)[૧] જેઓ અષ કરતાં ગ્રેહ્મને તથા કરપનોને અને જેઓએ જુઠાણાના દરૂજને (પોતાના દેવતા અને મિત્ર દાખલ) ઇચ્છયો છે[૨] તેમનાં તખ્તને વધારે પસંદ કરે છે.

૧૩. અને ગ્રેહ્મ બુરાં મન (એટલે દોજખ[૩])માં રેહેનારી પોતાની (બુરી) સત્તાની મારફતે આ ચીજો મેળવવાની કોશેશ કરશે[૪]; (જેઓ બંને યાને ગ્રેહ્મ તથા બુરૂં મન) જીંદગીનો નાશ કરનારા છે તથા જેઓ, ઓ મજદ! તારા પેગમ્બરના સંદેશા માટે ખુશી સાથની પણ (અદેખાઇની) ઇચ્છાથી અફસોસ કરશે.[૫] (પણ તેનો ગુસ્સો નરમ પડવાનો નથી અને) તે સચ્ચાઇનાં કામો ઉપર તેમની નજર પડવા દેશે નહીં![૬]

---

૧. પેહેલવીમાં: હૂ-રવાખ-મનીહ યેમલેલૂંદ" મળે છે.

૨. પેહેલવીવાળાએ પણ "બવીહૂંદ" અર્થ કર્યો છે.

૩. જોવો ૩૦ મા હાનો શ્લોક ૬ ઠો.

૪. પેહેલવી "બવીહૂનેદ"

૫. અથવા "તેઓ ખુશી સાથે ફરીયાદ કરેછે;" પેહેલવીમાં પણ એજ રીતે: "મૂન—ગર્ઝિરનો કામક" મળે છે. "ગૅરેઝત" એક વચનમાં છતાં "યએચા" અનેક વચનમાં છે તે મુશ્કેલ લાગે છે. ઘણાઓ એમાં સુધારો કરવા ઇચ્છે છે.

૬. હયુબશમન "યે ઇશ પાટ દરેસાટ અષહ્યા" નો અર્થ "તેઓને અષને જોવાથી દૂર રાખવામાં આવે છે," એવો કરે છે. ૪૬મા હાના ૪થા શ્લોકનો પણ એવોજ અર્થ છે. પેહેલવી "પાડેંદ મીન નિગિરિશ્નોએ અહરાયીહ" ઊપરથી એવોજ અર્થ જણાય છે; કોઈ હરીફ ટોળી ધર્મને લગતો કોઈ અધીકાર કે સરસાઈ મેળવવાની ઇચ્છાથી લડત ચલાવતી હોય એમ આ ઉપરથી માલમ પડેછે. જોવો આગલો શ્લોક; તેમજ ૩૧મા હાનો ૧૦ મો શ્લોક: ઉડાઊ તથા લુંટારાની ખાશીયત ધરાવનારા શખ્શને કદી ભલાં કર્મોનો (ની ક્રિયા) માં ભાગ લેવા દેવામાં આવશે નહીં. જોવો ૪૪ હાનો ૧૫ મો શ્લોક જેમાં બે દુશ્મન ફોજો ધર્મના ચોકસ વ્રતોના સંબંધમાં લડવાને સામસામા મળે છે.

૧૪. ગ્રેહ્મ[1] તેનો છે; ખ્રચીત તે તેનો છે! અને તારી ( સામે-થવા ) માટે[2] તે કવીઓને અને ( તેમની ) યુક્તિ ભરી તદબીરોને મુકરર કરશે. તેમનાં બળનાં કામો[3] કાંઇજ નહીં પણ ઠગાઈ છે, કારણ તે બુ-રાઓની મદદ દાખલ આવ્યા છે,[4] અને જે (ધર્મગુરૂ )અમારાં મોત ને દૂર કરનારી મેહેરબાનીની ભરી મદદ ( ની રોશની ) સળગાવશે તેને ( ખોટી રીતે ) ગાયોને જીતનાર[5] દાખલ ( ઠરાવેલો ) તેઓ કહે છે.

---

૧. જે બુરા શિક્ષક વિષે સઘલે ઠેકાણે ઇસારો કરવામાં આવ્યો છે, તેને લગતો આ છે; એ પોતેજ તે બુરો શિક્ષક નથી. પેહેલવી તરજુમો કરનાર આ શબ્દનો અર્થ લાલચ કરે છે. કદાચ કોઇ અપવિત્ર સરદાર જે આવી ખાશીયત ધરાવનારો હતો તેને માટે અહીં બોલવામાં આવ્યું છે. આ શબ્દ અનેક વચનમાં આવેલો છે.

૨. " આ હોઇ" જોઇએ; "રવોઇ"મુશ્કેલ લાગે છે. અથવા (જોવો ૪૯ હાનો ૧૪ મો શ્લોક) " તારી અકકલે કવીઓને તાબે કર્યા છે." પેહેલવી તરજુમો કરનાર જાણે અસલ બોલ "અહુરવોઇ" હોય તેમ વાંચીને " મસી-હ"નો અર્થ કરે છે. " હોઇથોઇ " વાંચયે તો " તેના ગ્રેહ્મને બાંધવાનો છે" અર્થ થાય.

૩. પેહેલવી તરજુમો કરનારની આગમચના જમાનાના લોકો " વર્(ઍ) ચાઓ" નો અર્થ પ્રકાશ નહીં પણ બળનો સમજતા હોય એમ દીસે છે. પેહેલવી તરજુમો છુટથી આ પ્રમાણે કરવામાં આવ્યો છે: "પવન્ ઓક વર્ઝાનાન્ અવારૂનો દાનાકાના." અસલ શબ્દ બરાબર છે અને વર્ (ઍ) ઝ ઊપરથી તે નીકળયો નથી, એમ ધાર્યે તો આપણે એમ ગણી શકયે જે પ્રમાણે હરેઝ્ જોડેહ્ રૅચ શબ્દ મળે છે, તેજ પ્રમાણે વરૅઝ જોડે વરૅચ પણ મળતો હતો.

૪. પેહેલવીમાં એનો અર્થ આ પ્રમાણે મલે છે: " અમતિસ્ પડીરિહ વહ્મન્ દવંદાન અઇયારીહ [ ] અમતિસ્ અવો તોરા ઝનીરનો ગુ ફતો." ગાયો ઉપર ગુજરતાં સંકટ વિષે મુખ્ય કરી અહીં લખવામાં આવ્યું છે.

૫. "ગાઊશ" અહીં ૬ઠી વિભક્તિમાં હોઇ શકે કે? જો તે કર્તા હોય તો "ચે" તેની સાથે સંબંધ ધરાવતો હોવો જોઇએ કે નહીં? તેમ હોય તો ગાયો કેમ મદદની રોશની 'સળગાવે'? ૬ઠી વિભક્તિ પણ મુશ્કેલ લાગે છે. અસલ લખાણમાં સુધારો કરવા માટે પેહેલવી આપણને કીમતી મદદ આપે છે. પેહેલવી તરજુમો કરનારે "સઓચયત" ને બદલે "વઓચયત્" વાં-ચયો છે. તેમ વાંચયે તો આપણે તરજુમો આ પ્રમાણે કરી શકયે: જ્યારે તે ગાય જેણે મોતને દુર કરનારી મદદ જાહેર કરાવી હતી તે તાબે કરવા (અથવા કાપવા) માટે લાયક ગણાઇ હતી, ઇત્યાદી. ગાયે આવી મદદ જાહેર કરાવી હતી તે ૨૯મા હા ઊપરથી ખુલ્લું માલમ પડેછે.

૧૫. અને એટલા માટે હું અહીંથી[1] કરપનો તથા કવીઓના સાગેર્દાને હાંકી મેલીશ. અને એમને (આ રીતે હાંકી મેલવા અને દુર કરવા) પછી આ (મારા પાદશાહી ખાનદાનના મદદગાર અશો) લોકો, જેમને તેઓ (હમણા) જીંદગી ઉપર સ્વતંત્રપણે હકુમત ધરાવવા દેતા નથી (અને જેમની મુખ્ત્યારી તેઓ છીણવી લેછે) તેમને (શેવટે) બંને (અમેશાસ્પંદો[2]) તારાં ભલાં મન (બેહેસ્ત[3])નાં મકાનમાં લેઇ જશે.

---

૧. પેહેલવી તરજુમા અને આ વચ્ચે ઘણો તફાવત છે. "અનાઇશ્" ને તે ક્રિયા વિશેષણને રૂપે અને તેમાના "અ" ને નિષેધાર્થ ગણે છે; તે તેનો અર્થ "તેઓ મરજી ધરાવનારા નહીં હોવાથી" કરે છે. પેહેલવી તરજુમો કરનારનું વાંચણ આ પ્રમાણેનું હોય એમ જણાય છે: અનાઇશિ અવએની (?) અસ્ યે=તેની મરજી ન હોવાથી તે કે જે (કરપન અને કવી-ને લગતો છે તે) આંધળો હતો. તેનું વાંચણ આપણા કરતાં વધારે ખરૂં હોય તે સામે ૪૪ મા હાના ૧૩ મા શ્લોકથી અને તેમાં મળતાં "નાષામ" શબ્દથી શક ઊત્પંન થાયછે. પણ કવીઓનો અર્થ સઘલે ઠેકાણે (છતી આંખે) આંધળા મલે છે, તેનું કારણ આ ઠેકાણે અથવા કોઇ ખોવાઇ ગયલા દસ્તાવેજમાં આવી પ્રકારનું કોઈ વાંચણ મળવાનું હોવું જોઇએ.

ખરચીત જો "આઇશ્"ને અવ્યય તરીકે વાપરી શકાય તો "અનાઇશ્" એવો કોઇ અર્થ ધરાવે તેમાં અશકય જેવું કાંઇ નથી. વળી પેહેલવી તરજુમો કરનારે અહીં તેમજ બીજે ઠેકાણે આપણને એટલા બધા કીમતી ખોલાસા આપ્યા છે કે, તેની ઘણીજ ચોંકાવનારી સુચનાઓ પણ રદ કરવા આગમચ તે બાબત બે વાર વિચાર કરવો જરૂરનો છે.

૨. પેહેલવી તરજુમો કરનાર અહીં એક સારી સુચણા કરે છે; દ્વિવચન "આબયા" ને જોઇને તે એવો ખોલાસો કરે છે કે, તે હઊર્વતાત્ અને અમેર્રતાત્‌ને લાગુ પડે છે, અને તે ઘણું કરીને ખરો ખોલાસો છે. સ્પીગલ પણ એવોજ અર્થ કરે છે. "યેંગ્ દઇંતી નોઇત્ જ્યાતેઊશ્ ક્ષયમનેંગ્ વસો" નો અર્થ કેવો કરવો તે ઘણું મુશ્કેલ છે. જો ખરાબ અર્થે લેઇએ (કે જે અર્થે કોઇ ઠેકાણે "વસ્ર્-ક્ષયેંત" મળે છે) તો આ વાકયનો અર્થ આ પ્રમાણે લેઈ શકાય; "કરપન અને કવીઓના સાગેર્દાને મેં તે (બુરા હાકેમો) તરફ હાંકી મેલ્યા છે કે જેમને તેઓ (યાને મારા નોકરો) જીંદગી ઊપર મરજીમાં આવે તેમ જુલમ ગુજારવા દેતા નથી. પણ આ (મારા અશો પેહેલવાનો)ને બંને જણ તારા ભલાં મનનાં રેહેથાનમાં લેઈ જશે." પણ વ્યાકરણની રૂઢી પ્રમાણે "તોઇ" શબ્દ "યેંગ" ને લાગુ પાડવો જોઇએ.

૩. જોવો અહીં "વેહુમનહ્"નો અર્થ બેહેશ્ત થાય છે. ૩૦ મા હાના ૪થા શ્લોકમાં "પવિત્ર વહિશ્ત મનહ્" નો અર્થ બેહેશ્ત મળે છે.

૧૯. (અને અશો લોકોનું) આ તમામ[1] (ઇનામ) તે ઊત્તમ સાહેબ[2] તરફથી (મળે) છે, કે જે (સર્વોપરી) પાદશાહ (દાખલ) એ મજદ અહુર! અશો લોકોને તેમની બોહોળી (મનની) રોશનીમાં[3] શિખવે છે[4] (યાને તેમની મન શક્તિમાં સઘળું ઠસાવે છે), જેના (તે સાહેબના ઉપર), હું જયારે બુરાઓને નુકશાન પોંહોંચાડવા માટે માણસોને ઇચ્છનારા કરીશ[5] ત્યારે, મારાં સંકટો અને મારા શકો[6] (દુર કરવાનો આધાર) છે (યાને રેહેશે). અને આ (એટલે કે મારા પરહેજગાર લોકોનો બચાવ કરવાનું તથા તેમનું વેર લેવાનું કામ) મારા મોહોડાનાં સુખન વડે હું બજાવીશ.

---

૧. પેહેલવીમાં "હમ્" અને નેર્યોસંઘમાં सर्वम् મળે છે.

૨. જો આ "ઊત્તમ સાહેબ" ૩૩ માહાના ૧ લા શ્લોકમાં જણાવેલા રતુને લાગુ કર્યો હોય તો વ્યાકરણના સંબંધમાં સઘળું સ્પષ્ટ છે; પણ ૪૮ મા હાના ૯ મા ફકરા તરફ જોતાં તે અહુરને પોતાને માટે વપરાયો હોય એમ લાગે છે. જો તેમજ હોય તો અહુર સાથે વાત કરતાં તેને ત્રિજા પુરૂષમાં મેલવાના જે દાખલાઓ મળે છે તેમાં આ એક વધારે છે. ૪૫ મા હાના ૧૧ મા શ્લોક પ્રમાણે "ઊત્તમ સાહેબ" શબ્દો અહુરના સ્પેંત મઇન્યુ વિષે વાપર્યો હોય.

૩ પેહેલવીમાં "પવન્ ફરાખ્ હુશીહ્" મળે છે.

૪. હું "સાચમાંસ્ચીત્" વાંચું છું; પેહેલવીમાં "આમૂખ્તિશ્નો" અને નેર્યોસંઘમાં शिक्षापणम् મળે છે. જો "સ્યસ્ચીત" વાંચે તો અશો લોકોની બોહોળી (મનની) રોશણીમાં "રહે છે" એવો અર્થ થાય. ગેલ્દનર આ શબ્દને ૨ જા પુરૂષ એક વચનમાં લેએ છે.

૫. પેહેલવીમાં; "વલમને પૂંમન્ ખાસ્તાર્" મળે છે. પેહેલવીવાળો "ઇશ્યેંગ્" નો અર્થ ઇછિવા જોગ કરે છે. તેનો અર્થ ગોફણો કર્યે તો: "તે બુરાઓને નુકશાન કરવા માટે તેમની સામે મોહોડાંના ગોફણો હું ફેંકાવીશ" એવો તરજુમો થઈ શકે.

૬. પેહેલવીમાં: "અકે પવન્ ગુમાનીકીહ્" મળે છે. "અઇથિ" નો અર્થ અહીં સંકટ થાય છે, તે "અઇથિવંત" ઊપરથી સાબેત થતો જણાયછે. પેહેલવી તરજુમાને અનુસર્યે તો એનો અર્થ "મારા શક વચ્ચે જે બુલ્લુ દેખાય છે તે" એવો અર્થ થાય.

# યજશ્નેનો હા ૩૩ મો.

## બંદગીઓ, ઉમેદો અને બુજોર્ગી મેળવવા વીશે.

હવે વધારે સારા વખત આવી લાગેલા દેખાય છે. બુરાઓને સજા મળવાની જે કબુલાત ભરૂસા સાથે ગયા હાની શેવટે આપવામાં આવી છે, તે બજાવવાનો વખત નજદીક આવેલો જણાવવામાં આવે છે. ટુંકમાં આ હાના પેહેલા ત્રણ શ્લોકો, જેટલા આ હાના એટલાજ ગયા હાને લગતા, લેખી શકાય. ૨૯ મા હામાં કાંઇ પણ સંબંધ વિના કેટલાક પરહેજગારો અથવા અમેંષાસ્પંદોની મંડલી ગાયોના આત્માના વિચારોને ઉચકી આપે છે, તે બીનાની આ હાના ઉપલા શ્લોકો યાદ આપે છે; પણ ગયા હાના છેલ્લા શ્લોકમાં જે ત્રિજો પુરૂષ પેહેલા પુરૂષમાં બોલતો જણાયો છે, અને જે આ હાના ૪થા શ્લોકમાં પાછો પેહેલા પુરૂષમાં દેખાવ આપેછે, તેનીસાથે તે સંબંધ ધરાવે છે. ગયા અને આ હાને છુટા પાડવા માટે એમ કહી શકાય કે, ગય હાના ૧૬ માં ફકરામાં વિચાર છેક છેલ્લી ટોંચે પોહોંચે છે અને આ હાના ૪થામાં તે પાછો નવેસરથી શુરૂ થાય છે. જરથુશ્ત્રએ અથવા કોઈ પણ બીજુ નામ ધરાવનાર મુખ્ય કર્તાએ આ ત્રણ શ્લોકો જે તેને પોતાને લગતા છે, તે પોતે રચીને બીજાના મોહોડામાં મેલ્યા છે, કે વ્યાકરણના નીયમે તપાસતાં તેમનો રચનાર કોઈ જુદોજ ધણી છે, તે નક્કી કરવું મુશ્કેલ છે. "હું નજદીક પોહોંચું છું," "હું અર્પણ કરૂં છું" અથવા "તે કામ કરશે," "તેને અષના. ગોવાળાંમાં રેહેવા દે" શબ્દો એકજ પુરૂષને લાગુ પડે છે એમ હું માનું છું. "હું" અને "તારો નોકર" એકજ ધણી પોતાને માટે અવારનવાર બોલેછે. ૧-અવસ્તાને લગતા આગળા તેમજ પાછળા જમાનાના જરથોશતીઓને પ્રથમ ધ્યાન પોહોંચાડવાનું શાસ્ત્ર "કદીમ કાયદા"ને નામે ઓળખાતું હતું. બે ઇશ્વર શક્તિઓના કાનુનમાંથી નીકળતાં ફર્માનોનો આ કદીમ કાયદો હતો એમાં શક નથી; તે ફર્માનોની મતલબ આ છે કે, કોઇ પણ જાતની બુરાઇ અને કોઇ પણ પારકા મહજબનો જરા પણ પ્રસાર થવા દેવો નહીં. કોઇપણ જાતની બુરાઈની ઊત્પત્તીમાં અહુર મુઝ્દ હીસ્સો ધરાવતો નથી. પાપ અથવા દલગીરીનો અટકાવ કરવાનું બળ તે ધરાવતો નથી, પણ તેમની સામે થવાનું નહીં કલ્પી શકાય એટલું મોટું કૌવત તે ધરાવે છે. આ મુખ્ય કાયદા પ્રમાણે, રતુ અશો લોકો ઊપર જેટલો ઉદાર હોય છે એટલોજ સખત તે બુરાઈની સામે

થતો કહેવાય છે. ૨. અત્યાર સુધી જે ઝનુન સાથની લડત ચલાવવામાં આવી છે, તેનું પુરતું વાજબી કારણ આ શ્લોકમાં બતાવવામાં આવે છે. બુરાઓ ખીઃકારથી, યુક્તિથી અથવા અંગબળથી જેટલી ઇજા કરી શકે છે, એટલુંજ ભલું જે કોઇ બીજાઓને સારી સલાહ આપે છે તે કરે છે. જેઓ અહુરના દુશ્મનોની પુંઠે લાગે છે તેઓ ખરેખર અહુર તરફ પ્યાર ધરાવે છે અને ખુદ ધર્મને માટે ભોગ આપે છે.

૩. અને તેથી ભણનાર પાસે એવી અરજ કરાવવામાં આવે છે કે. કોઈ પણ વર્ગના દીનદારને—એટલે સર્દાર, ઉમરાવ કે ગામડયા દીનદારને એક એવો પ્રમાણીક અને ઉપયોગી મિત્ર આપજો, કે જેની મનશક્તિ પુરતી કેળવાયલી હોય અને જે અહુરનાં ફર્માન પ્રમાણે (જોવો હા ૨૯મો ફકરો ૨જો) ઢોરોને ઉછેરવાનાં કામ માટે આતુર, ખંટ રાખનારો અને બાહાદુર હોય. તે અરજ કરે છે કે, ઇશ્વરે પોતે માગેલા અને ગાયોને માટે જરૂરના ગણાયલા આવા પુરૂષને, અમારે માટે તે જે પવિત્ર મેહેનત કરે છે તેમાં મદદ આપો. અમારી ખોરાકીનાં ખેતરમાંજ નહીં પણ ઉત્તમ ભલાં મનનું મિનોઇ ખેતર જ્યાં કલ્પિત ગાયો ચરે છે, ત્યાં તેને ખેતી કરવા તથા મનની ગાયને ઉછેરવા દો, યાને ભણનાર ધણી અરજ કરે છે કે, પેગમ્બર અમને ખેતી કરતાં શિખવે એટલુંજ નહીં પણ અમારૂં મનનું ખેતર અથવા મન શક્તિ ખીલવે. ૪. આ ફકરામાં ૨૮ મા હાની પેઠે ફરીથી "હું જે"થી વાક્ય શુરૂ થાય છે, અને છેલ્લા સિવાય બાકીના સઘલા શ્લોકો પેહેલા પુરૂષમાં મળે છે; છેલ્લા શ્લોકમાં જરથુસ્ત્રનું નામ આપી તેને ત્રિજા પુરૂષમાં બોલતો દેખાડયો છે જે (જો તે શ્લોક પાછળથી વધેલો નહીં હોય તો) એવાં અનુમાન ઉપર આપણને લેઇ જાય છે કે, આ સઘળા શ્લોકમાં બોલનાર જરથુસ્ત્ર પોતેજ છે. આ ઠેકાણે "હું જે" શબ્દો વાપરનાર કર્તા ૨૮ મા હા વાળોજ છે એમ ઘણું સંભવતું હોવાથી, અને જરથુસ્ત્રજ અહીં બોલે છે એમ દેખાડવા અર્થે ૧૪મા શ્લોકને એક વાજબી નમુના તરીકે લઇએ તો, 'જરથુસ્ત્રને અને અમને,' 'વીશ્તાસ્પને અને મને' તથા 'ફ્રષઓશ્ત્રને અને મને' એવા જે શબ્દો મળે છે, તે લખનાર જરથુસ્ત્રજ હતો અને તેણે આ શ્લોકો બીજાઓને ભણવા માટે બનાવ્યા હતા, એમ સઘલી તરફથી સ્વીકારવામાં આવતું હતું, એવું માનવાને વધારે કારણો મળે છે. ગેઆઉજા શ્લોકમાં જણાવેલી બીનાનો જવાબ આપતો હોય તેમ તે બોલે છે કે, તેમાં જણાવ્યા પ્રમાણે દરેક વર્ગના દીનદાર લોકોનો તે મિત્ર છે, પણ બુરાઓને સંતોષ આપનારો નથી. ભલા તથા બુરા એવા બે દેવો હોવાના ફલાને અનુસરીને પ્રથમ તે અહુર તરફની નાફર્માની, માણસ તરફનાં અપ્રમાણીકપણા

અને ગાયકોર તરફની બેદરકારીને ધીઃકારી કાહાડે છે. વિરૂધ્ધ ધર્મવાળાઓ આસાનીથી જુઠું બોલતા હતા, ત્યારે આ બે દેવ મતના ફલવાને ઘણીજ સખ્તાઈથી ઈરાનીઓ અમલમાં મેલતા હતા, જેથી તેઓ તેમનાં પ્રમાણીકપણાં માટે સઘળે ઠેકાણે મોટું માન પામતા હતા અને તેને તથા કરજ નહીં કરવાનાં તેમના રેવાજને હેરોદોતસે તેમના મોટા સદગુણ તરીકે લેખાવ્યા છે.

૫. તે આગળ ચાલતાં જણાવે છે કે, હું નાફ્રમાની, ગુંદાઈ, તોહોમત અને જુઠાણાને ધીઃકારૂં છું એટલુંજ નહીં પણ તે મોટા ફરેસ્તો જે **તાબેદારી** પોતે **(સરોષ)** છે તેને-તું ઇશ્વર તરફની**તાબેદારી**ને-હું ખાસ કરીને અરાધું છું; એ પ્રમાણે ચાલીને લડાઈમાં લુંટ મેળવવાની કીર્ત્તિ સાથની સો વરસની ઊંમરનો થવાની નહીં, પણ ભલાં મનના કાનુન પ્રમાણે સ્થપાવલાં રાજ્યમાં અને લડાઇની રથ અથવા વેપાર માટેજ નહીં પણ નીતીને લગતી પવિત્રાઈના ઘણાજ સીધા માર્ગો, જ્યાં અહુર પોતે રહે છે, તે ઉપર લાંબી જીંદગી મેળવવાની કોશિશ હું કરૂં છું.

૬. તે એકવાર ફરીથી કહે છે કે, હું જે તારી ખરેખરી યાદ કરનારો (જબયા), આરાધના કરનારો, અને સીધા માર્ગ ઊપર રાસ્તીના તરીકા પ્રમાણે ચાલનાર છું, તે હું ઊત્તમ મનની અસરથી આતુર થઇને તે ઉત્તમ મિનો (? સ્પેંત મઇન્યુ) પાસે જાણવા માગું છું કે—. તે શું જાણવા માગે છે? ખેતરોને પાછાં મેળવી તેમને સંપૂર્ણ હાલતમાં કેમ મેલવાં તેનું ગ્નાન તે ભલા મિનોથી જાણવા માગે છે. ઘણી મોટી આતુરતા સાથે તે સર્વેથી ઉંચી ટોંચે પોહોંચવા પછી તે હસવાસરખા હલકા માર્ગ ઊપર આ રીતે ઊતરી પડયો છે, એમ આપણે આ ઉપરથી સમજવું જોઇએ કે? નહીં એમ નથી. ૨૯ મા હા તરફ આપણે પાછી નજર નાખશું તો આપણને જણાશે કે, ગાયોના આત્માએ પણ પોતાની પ્રથમ હાજત તરીકે ખેતીને બતાવી છે. તેણે પોતાના તારણ માટે 'વોહૂ વાસ્ત્રયા' મેળવવાની વિનંતી કરી હતી; તે માત્ર પરેહજગાર ખેડુતજ તેને આપી શકવાને સામર્થવાન હતો, અને તે 'જમીનને ઉદ્યોગથી ખેડનાર' હોવાથી તેને નમુનેદાર પરેહજગાર મરદ ગણવામાં આવ્યો છે. જમીનને સુધારી તેને પાણી પાવાના અને તેને ખેડવાનાં ઉદ્યોગી કામો, વાજબી રીતે માણસે પેહેલે કરવાં જોઇતાં કામો ગણાતાં હોવાથી, તથા અનાજ શેવટે ભેગો થવા પછી ખોરાક તરીકે તેની બનાવત કરવા માડવાથી દેવો ચોંકી ઊઠતા અને ચીચયારી પાડી નાહાસભાગ કરતા (વંદીદાદની ૩જી ફર્ગરદના ૩૨ મા ફકરામાં) કદાચ રમુજથી પણ તેજ વખતે ચટકો લાગે એવી રીતે જણાવવામાં આવેલું હોવાથી, તેમજ વલી આજે પણ જ-

મીનમાંથી ઊત્પંન થયલાં ફલ ઊપર ગુજારો કરવો પ્રમાણીક ઉદ્યોગ કરનારા અને લુટફાટ તથા ખુના મરકી ચલાવનારાઓ વચ્ચે મુખ્ય તફાવત ગણાતો હોવાથી, હું ધારૂં છું કે, આપણે આ લખાણને હસવાસરખી હાલતે ઉતરી પડેલું આપણે જોઈશું નહીં એટલુંજ નહીં, પણ તેથી ઉલટું આ પેહેલા ધર્મને તેમાં દેખાતાં ડહાપણ માટે વખાણીશું અને કહીશું કે, એતી કેમ કરવી તે માટેનું ખરૂં જ્ઞાન મેળવવાની ઈચ્છા ઘણીજ ડહાપણ ભરી હતી, અને તે માટે મજદની સલાહ માગવા જવી ઘણી લાયક હતી. એતરોનો કારોબારવધારે સારી રીતે કેમ ચલાવવો, અને લોકોને લુટફાટ તથા ખુના મરકીમાંથી કેમ દુર રાખવાં, તે કામમાં અહુરનાં ભલાં મન, અશોઈ, સત્તા અને ભક્તિભાવના કાનુનોનો સમાવેસ થયલો છે, અને તે પ્રમાણે અમલ કરવાથીજ આબાદી અને અમર્ગિ આપનારા અમેષાસ્પન્દો બદલો આપવા આવે છે.

૭. સુધરેલી જીંદગીના પેહેલા સદગુણ ઊદ્યોગ (વૅરૅજયેઈયાઇ) માટેની અરજ કરી રેહેવા પછી, તે વધુ અરજ કરવામાં રોકાય છે. વેદમાં જે ધોરણ આપણે જોઇએ છીયે, તે ધોરણે તે વિનંતી કરે છેઃ ઓ અહુર, અષ, અને વોહુ મનહ! તમે આવો અને આગેવાન મગુશ પાદશાહ, બીજા સરદારો અને સંખ્યાબંધ લોકોની જોડે ધ્યાનથી મારા ફત્વાઓ સાંભળો છે, તે તમે જોવો, અને અર્પણ કરવા તથા આરાધવાનાં કામ માટે ક્રિયાની ભેટો મળવા દેવો

૮. સાધારણ લોકોને તે માત્ર નીતિના ખાલી કાનુન સમજાવીનેજ અટકતો નથી. માણસજાતની ખામીઓથી તે સારી પેઠે વાકિફ છે, અને તેથી તે (તેમને બેસ્તા થવા માટે) ભોગ અને તેને લગતાં કીર્તાન માટે ઘણી ઊલટ સાથે અરજ કરેછે.

૯. જોડેજોડ કામ કરનારા બંને પરેહજગાર સર્દારોને ઊત્તેજન આપીને તે અરજ કરે છે કે, 'બંને અમેષાસ્પન્દો' (હઉર્વતાત્ અને અમૅરતાત્)નં જેવો અસરથી તેમનો મિનો (મનશક્તિ) બેહેશ્તનાં પ્રકાશીત મકાનમાં પોહોંચે કારણ કે અહુરનાં ભલાં મનની ખુબીથી તે સંપૂર્ણ હાલતે પોહોંચ્યું છે.

૧૦. પોતાના ખાર (અથવા મરજી)થી જીંદગીના સઘળા સુખી પ્રકારો આપવા માટે મજદને માગણી કરી, તે અરજ કરે છે કે, તેમનાં શરિર તેઓ 'ઊશ્તા' થવાનો યાને સંપુર્ણ સુખ હાંસલ કરવાનો આશીર્વાદ પામે તેટલાં ભલાં મન, પવિત્ર પાદશાહી અને અશોઇની મેહેરબાની હેઠલ રાખવાં.

૧૧. પછી તે ભક્તિભાવ અને અશોઈ (જેઓજ એકનાં સંસ્થાન આ બાદ કરે છે,) અને અહુરએ પોતાનાં લોકો તથા મુલકને આપેલાં ભલ

મનના બુલંદ ગુણોને અમેષાસ્પંદાનું રૂપ આપી તેમને અરજ કરે છે કે, તમારાં મનના કાનો વડે યાને મનશકિતથી હું જે કહું છું તે સાંભળો અને મારેથી ભૂલો થઈ હોય તે માટે મને માફી બક્ષો.

૧૨. આબાદી મેળવવાનો કાનુન જે રતુ અથવા સઓષ્યંતના અવસ્તા, તે મેળવવા માટેની પોતાની મુખ્ય ઈચ્છા દેખાડીને તે અહુરને અસરકારક રીતે અરજ કરે છે કે, તેની મદદે પોહોંચી તેને અશોઈ તથા ભલાં મનની મારફતે મિનોઈ યાને મનનું કૌવત બક્ષી ટેકવવો.

૧૩. પોતાના સૅમૅતિક ભાઇબંધ (મોઝિઝ અથવા ક્રાઇસ્ત) કરતાં વધારે ઊંડી ધાર્મિક લાગણી સાથે તે ઈશ્વરનું શરિર જોવા નહીં, પણ તેની ખાશીયત જાણવાની, અને મુખ્ય કરીને ઇશ્વરની સત્તા તથા તેનો આશિર્વાદ આપનારો બદલો કેવો હોય છે તેની બરાબર સમજ મેળવવાને, અરજ કરે છે. પછી તે પોતે મેળવેલા ધર્મ ઉપર આસ્થા રાખવાના ગુણને અરજ કરે છે કે, ધર્મની સચ્ચાઇઓ તેની આગળ ખુલ્લી કરવી, યાને તેનાં ધ્યાનમાં ઉતારવી.

૧૪. આગળા શ્લોકોમાં વપરાયલી ઘણીજ આતુરતા બતાવનારી ભાષા પછી, આ ચૌદમા શ્લોકને તેની સાથે ખરો સંબંધ ધરાવનાર તરીકે આપણે કબુલ રાખી શકયે. જે પ્રમાણે ખ્રિસ્તી ભજનોમાં 'મને' ને બદલે 'દેવીદ' શબ્દ વાપરવામાં આવ્યોછે, તેજ પ્રમાણે આ શ્લોકમાં વપરાયલો 'જરથુસ્ત્ર' શબ્દ 'હું' ને અર્થે આવ્યો હોય. અને તે જે કાંઈ બોલે છે તેનો અર્થ એટલોજ થાય છે કે, તે પોતાને એમનો એમ તથા પોતાનું સર્વસ્વ–પોતાનું માંસ, શરીર, પોતાની દીનદારી, ભલાં મનની અસરથી શબ્દો અને કામો મારફતે તાબેદારી, તેમજ જે રાજ્યનો બચાવ તથા તારણ કરવામાં તેણે ફતેહ મેળવી છે તે સઘળું ઇશ્વરને તે અર્પણ કરે છે. (આ હામાં કર્તાએ જે ઊમંગ અને આસ્થા બતાવ્યો છે તે સમજાવવામાં મે કાંઈ પણ સરાહબાત કરેલી હું ધારતો નથી. શબ્દોને તેમનું કુદરતી વજન આપવામાં આવે તો આ કરતાં ઓછું કહી શકાય નહી.)

## તરજુમો.

કદીમ દુનિયાના કાયદાઓની રૂયે અમારો દીનનો સર્દાર કામ કરશે (તે સર્દાર કે જેને મેળવવા માટે ગાયોએ[1] વિનંતી કરી હતી અને

---

[1]. જોવો હા ૨૯ મો ફકરો ૧ લો.

જેને દાદાર હોર્મજદે જરથુશ્ત્ર[1] નામ આપયું હતું.) અશો માણસો તેમ જ બુરાઓ તરફ તથા જેનાં અશોઈનાં તેમજ તરકટ[2]નાં કામો (એક સરખાં પ્રમાણમાં) જોડાયલાં છે તેની તરફ ઘણાજ ઈનસાફી કામો તે કરશે.

૨. ખચ્ચીત (તે ઇનિસાફ કરશે એટલુંજ નહીં, પણ બુરાઓ ઉપર વેર લેશે, કારણકે) જે કોઈ બુરાઓનું સુખન અથવા વિચાર (અને ગોઠવણ)થી ખરાબ કરે છે, અને (જે કોઇ તે કામમાં વખત ગુમાવતો નથી પણ સખ્ત મેહેનત) બંને હાથો વડે (કરે છે) અથવા જે શખ્સ બીજાને તેનાં ભલાં માટેની શિખામણો આપે[3] છે, તેના જેવા શખ્સો અહુરમજદ માટેના પ્યારથી (અને તેની પસંદગી[4] મેળવીને) પોતાના ધર્મ સંબંધી યકીનને (ભેટ) અર્પણ કરે છે; (તેઓ પોતાનાં અંતઃકરણને ભેટ અર્પણ કરે છે.)

૩. (અને એમજ તે થાય), ઓ અહુર! પરેહજગાર મરદ-પછી તે સર્દારનો સગો અથવા ઉદ્યોગી ખેડુત અથવા સર્દારનો મિત્ર હોય-

---

૧. જોવો હા ૨૯ મો ફકરા ૬ અને ૮.

૨. પેહેલવીમાં એજ અર્થ મળે છે; અને રૉથ પણ એજ અર્થ કરી, "મિથહ્યા" ને પેહેલી અનેકવચનમાં લે છે, (સરખાવો 'વચહ્યા'). પણ હું મારા આગલા વિચારને મજબુત વળગી રહું છું; 'યેહ્યા-મિથહ્યા' છઠ્ઠી વિભક્તિમાં ખુલ્લા માલમ પડે છે. હું એનો અર્થ બીજી રીતે આ પ્રમાણે કરવા ઇચ્છું છું: '(એકના) જે તરકટ તે પકડી પાડે અને (બીજાના) જે રાસ્ત કામો તેને જણાય.' પણ પેહેલવી અને રૉથના તરજુમા ખરા હોય તો પાછળા વખતમાં 'હમેસ્તગા' યાને જેમના પાપ તથા સવાબ એકસરખાં પ્રમાણમાં થયાં હોય તેમને માટેની બેહેશ્ત અને દોજખની વચ્ચેની જગાનો જે વિચાર ઉત્પંન થયો હતો, તેનું મૂળ સમજાય છે.

૩. પેહેલવીમાં એવોજ અર્થ દીસે છેઃ વલ વહ્મને શપીર-ચાષિશ્ન. નેર્યોસંઘમાં उत्तमस्य वा आस्वादयंति देहिनः મળે છે.

૪. તેઓ દીનને ખાતર મજબુતી પકડી બેઠા છે અને તેઓ કીનો લેવાની જે સખ્તાઈ દેખાડે છે તે ઉપરથી કાંઈ એમ ઠરતું નથી કે, અહુર માટેના પ્યારથી તેઓ મેહેનત કરતા નથી. પેહેલવીમાં "પવન ઓ લક દાષિશ્નો અઓહરમજદ!" મળે છે.

તેની તરફ઼ ઘણોજ સારી રીતે ચાલનારો જે શખ્સ ગાયઢોરો માટેનું જ્ઞાન અને (તેમને ઉછેરવાની) ચાલાકી ધરાવતો હોય (યાને તેમનો વિલાપ નરમ પાડવા માટે અહુરએ દેખાડેલી ઇચ્છાના જેવો 'રતુ' હોય) તેને અશોઇનાં ખેતરમાં, તારાં ભલાં મનની ખેતીનાં કામમાં (અમારે માટે) રખો.[1]

૪. (અને તારી સલાહ મેળવવાને હું વિનંતી કરૂં છું), હું કે જે (તારા તરફની) સઘલી નાફ઼રમાનીની દૂર કરીશ (અને બીજા સઘલાઓ) તારા તરફ઼ (એમજ કરે એવી વિનંતી કરોશ); હું કે જે બુરાં મનને પાદશાહનો સગો હોવા માટેનું અભીમાન અને જુઠું બોલવાનો ગુનાહ છે જે (અફ઼સોસ છે કે) લોકોમાં ઘણીજ નજદીકની ચીજ થઇ પડે છે[2] (એટલે તે ગુનાહ તેઓમાં સાધારણ છે,) તથા ઠપકો દેનાર મિત્રની અપ્રમાણીકપણું તથા ગાયોના ચારા માટેની ઘણીજ ખરાબ સંભાળ (યાને ચારા માટે ઉદ્યોગ નાહી કરવાનો ગુનાહ) દુર કરીશ.[3]

---

૧. જોવો ૨૯ મા હાનો ૨ જો ફ઼કરો. જે ચારો આપનાર ધણીને તમે અમારે માટે નેમો, તેણે પોતાના દાખલા અને શીખામણથી અમને 'વોહુ-વાસ્ત્ર' શિખવવું, તેણે અમારા પવિત્ર ખેતર અને અમારા પક્ષમાં ઉભું રહેવું.'

પેહેલવીમાં આ આખા વાકયનો તરજુમો નીચે પ્રમાણે મળે છે:-જે કોઇ અશો લોકોને સગાઇને લીધે વધારો કરી આપેછે. તે ઉદ્યોગ કરનાર તરફની ફ઼રજને ખાતર પણ એમ કરે છે [એટલે કે ઉદ્યોગ કરનારને પણ તે પોતાના વર્ગનો લેખે છે] વફ઼ાદારીને લીધે એટલે કે જે વફ઼ાદાર વર્ગ અહુરમજદને વળગી રહે છે તેને લીધે. ગાયઢોરો તરફ઼નો ખરો ઉદ્યોગ શું તેની તેપુરતી સમજ ધરાવે છે. દાખલા તરીકે જે ધણીને લગતી અશોઇ છે, તેનાં સાથે વોહૂમન (ભલું મન) કામ કરે છે.

૨. જુઠ્ઠાણા તરફ઼ની આવી સખતાઇનેલીધેજ જરથોશતીઓને પાછળા વખતમાં સચ્ચાઇને માટે મોટી કીર્ત્તિ મળતી આવી છે.

૩. પેહેલવીમાં નીચે પ્રમાણે તરજુમો મળે છે:-જે કોઇ, ઓ અહુરમજદ! તારૂં સાંભળશે નહીં તેને હું દૂર કરીશ, અને **અકોમનને** પણ હું દૂર કરીશ, કારણકે તેનથી સગાઓ તરફ઼નો ધીક્કાર અને નજદીકમાં વસ્તર ઉદ્યોગી માણસો તરફ઼ની ઠગાઇ જનમ પામી છે. અને તે હમેશ ફુલો ઉપા ઠપકો લાવે છે. અને ગાય ઢોરો તરફ઼ની ફ઼રજને તે ઘણીજ હલકો લેખે છે.

૫. હું જે (આ સઘળાં પાપનાં કામો ધી:કારી કાહાડી) અમારી મદદ માટે,[1] સઘલા (મદદ કરનારા રખેવાલો) માંના સર્વેથી મોટા (રખેવાલ)—તારી તાબેદારી (સરોષ)ને[2] આતુરતાથી આરાધું છું, (જેથી અમારા લોકોમાં દાખલ થયલાં તારાં) ભલાં મનની હકુમત હેઠલ, જે માર્ગો અશોઇના તરીકા પ્રમાણેના સોધા છે અને જયાં અહુરમજદ રહે છે,[3] ત્યાં લાંબી જીંદગી ગુજારવાને અમે શકિતવાન થઇએ.

૬. (ખચ્ચીત) હું જે, તારા વફાદાર ધર્મગુરૂ દાખલ (મારી) અશોઇની મારફતે તને આરાધું છું (તે હું હવે) આતુરતા અને મનના ઊત્તમ વિચાર સાથે (તારા) ઊત્તમ મિત્રો પાસે (જાણવા) માગું છું કે, (અમારાં) ખેતરો[4]ના કારોબાર વિષે તેણે પોતે શું[5] વિચાર્યું છે. એટલા

---

૧. 'અવંહા ને' અથવા 'અવંહાને' એક શબ્દ લેઇને કૃદંત લેખ્યે. (જોવો વિલ્હેમનો કૃદંતો વિષેનો નિબંધ, પાનું ૧૯ મું). પેહેલવીમાં 'અવો અઇયારીહ' મળે છે.

૨. સરોષ (=કહેલું સાંભળવાની તાબેદારી) સેવથી મોટી મદદ કરનારો છે, કારણકે તેની આરાધના કરનારો માંથ્ર ભણવાથી અહુર પાસે પોહોંચવાનો રસ્તો મળી આવે છે (જોવો હા ૨૮ મો ફકરો ૬ ઠો) અને દેવોને શીકસત મળે છે. 'અપાનો' શબ્દને પેહેલવીવાળાએ 'અપા ને' વાંચ્યો છે; પેહેલવીમાં 'બરામ અયાફીનાઇ પવન દેર-ઝીવિસ્નીહ, ઝેક પવન ખુદાયીહે વાહૂમન' એવો તરજુમો મળે છે. નેર્યોસંઘમાં अवाप्य दिर्घे जीवितत्वे મળે છે. આ અર્થ અસલ લખાણનું ઘટતું વાચણ આપણને દેખાડી શકશે. "અપા ને "વાંચયેતો "અમારે માટે મેળવો થાય.

૩. જે રસ્તાઓ ઊપર પરેહજગારો ચાલે છે ત્યાં અહુરમજદ ગોયા તેનાં પોતાનાં રેહેથાન માફક રહે છે. (જોવો હા ૪૬ મો ફકરો ૧૬ મો.)

૪. વાંચનારાઓને યાદ આપવાની જરૂર નથી કે, જરથોશતીઓમાં કાયદાસર અને ધર્મી જીંદગી ગુજારવાનું મોટું કામ ખેતીવાડીનું ગણાય છે. તે નહીં હોય તો અલબત્તાં માણસો ભટકતા અને લુંટફાટ કરતા ફરે.

૫. 'યા' શબ્દ અહીં ત્રીજી એકવચન અથવા બીજી અનેકવચનમાં હોય શકે. 'હું પુછ્છું કે તેણે શું કામ લાયક ગણ્યું છે;'' યા' શબ્દ ખાસ કરીને દરેક પ્રસંગે 'યેના' ના જેવો અર્થ ધરાવતો નથી.

માટે (કારણકે બુરાં મન, સઘલા પ્રકારની નાફર્માની, ગરૂરી તથા જુઠાણાંને હું ધો:કારી કાહાડું છું) ઓ મજદ! તને જોવાને અને તારેથી પરપુછ કરવાને હું તને વિનંતી કરૂં છું. (તારી ઇચ્છા અને વિચાર શું છે?)

૭. તમે, એટલા માટે, મારાં ઉત્તમ (સંસથાનો, મારાં માણસો અને મારા ઘડેલા કાયદા[1]) તરફ મારા પોતાનાં તરફ, ઓ મજદ! આવો અને અશોઈ તથા ભલું મન (જે તું નજદીક પોંહોંચીને બક્ષેસ કરશે તે) મારફતે (તારો પરસ્તેસ કરનારાઓની મંડલીમા) ઘણી બક્ષેસ કરનાર[2] મારૂં બોલેલું કેવી રીતે સાંભળે છે તે તેમને જોવા દે. બચ્ચીત, (તમે આવો); અને ક્રિયાની ઘણી ભેટો અમને જાહેર થવા દો.[3] (તમે બોદાર થાવો, અને અને અમારા ઉમંગને ટેકો આપો!)

૮. (તમે આવો) અને અમારા ધર્મની લાયક નેમો (શું છે તે) મને બતાવો, જેથી ઓ મજદ! હું ભલાં મનથી તારે લગતાની પેઠે[4] નજદીક પોંહોંચી તે પાર પાડવા માટે ક્રિયાની ભેટો અર્પણ કરૂં અથવા અશોઇથી વખાણના સુખનો બોલું. અને તમે (મને મેહેરબાનીની)

---

૧. સઘળાં લખાણ ઊપરથી હું એવો ભાવાર્થ ખેંચું છું. અગર નહીં તો, જોવો આગળા શ્લોકમાં જણવેલા 'તા તાઇ દાઝયા' શબ્દો.

૨. આગળ હું આ શબ્દો વેદ પ્રમાણે અહુરને માટે વપરાયલા સમજતો હતો. (વેદમાં ઇન્દ્ર તથા બીજા દેવતાઓને મઘવન કહ્યા છે) પણ પેહેલવી તરજુમા અને બીજાઓનાં લખાણોથી મારી સુદ્ધ ઊઘડી છે. પેહેલવીમાં 'પવન ફ્રવાન મગીહ' શબ્દો મળે છે. આંહી તે યજમાનને લાગુ કરવા વધારે સારા છે. યજમાનોમાંના વધારે જાહેર આગેવાનો વિષે અહીં ઇસારો કરેલો છે.

૩. નેર્યોસંઘ આ છેલી લાઇનનો તરજુમો આ પ્રમાણેનો કરે છે: અને આ ભેટો અમારી વચ્ચે તથા (ખરાં દીલની) પરસ્તેસ સાથે જાહેર થાય.

૪. 'ક્ષમાવતો'નો અર્થ 'તમે પોતે' પણ થઈ શકે, એટલે 'હું ભલાં મનથી તારી પોતાની નજદીક પોંહોંચી' ઇત્યાદી અર્થ થાય. જો 'ક્ષમાવતો'નો અર્થ અહીં એજ પ્રમાણે લેઇએ તો ૩૪મા હાના ૨જા ફકરામાંથી ક્ષમાવતો વહ્મેનો અને ૪૪ મા હાના ૧લા ફકરામાં 'નેમે ક્ષમાવતો'નો પણ એવોજ અર્થ થાય. 'મવઇતે'નો અર્થ સઘળાઓ 'મને' સ્વીકારે છે.

ભેટ[1] દાખલ તમારી અમર્ગિ તથા પુષ્કળતાનો હંમેશ સુધી ટકી રેહેનારી બક્ષેસો આપો!

૯. અને (તેમના જેવા એકને) ઓ મજદ! પવિત્ર ક્રિયાની સચ્ચા ઇઓનો ફેલાવો કરાવનારા બંને સર્દારોના આત્માને તારી આગળ લાવવા દે,[2] તેમને (તારાં) પ્રકાશીત મકાનમાં[3] અસાધારણ પ્રેરણા બુદ્ધિ તથા ભલાં મન સાથે[4] તેને લાવવા દે. જેઓના આત્મા સાથે મલાને[5] કામ કરે છે તેમને (તેમનાં પવિત્ર કામ માટે) તૈયાર થવામાં[6] (વધારે ઉત્તેજન આપવાને) મદદ[7] તરીકે તે આત્મા તેને લાવવા દે.

૧૦. (અને એકલા એજ લોકોને માટે નહીં, પણ અમારે[8] માટે પણ હું વિનંતી કરૂં છું.) જીંદગીની જે સઘળી આબાદ હાલત[9]

---

૧. અહીં 'દ્રઓનો' બીજા શબ્દ સાથે એકજ વિભક્તિમાં તેના ઉપર આધાર રાખતો મળે છે, તે અજાએબ જેવું છે. પાછલા વખતના અવસ્તામાં એ શબ્દ માત્ર 'ક્રિયાની ભેટ'ને અર્થે મળે છે. તેનો અર્થ અહીં 'કબજામાંની ચીજો' થઇ શકે.

૨. જોવો ૩૨મા હાનો ફકરો ૧૫ મો. ત્યાં ધર્મનો ફેલાવો કરનારા સર્દારોને બંને (હઉર્વતાત્ તથા અમૅરેતાત્) બેહેસ્તમાં લેઇ જતા જણાવવામાં આવ્યા છે. અહીં તેનાજ સંબંધમાં બોલતાં 'બંને' શબ્દ સર્દારોને લગાડી તેઓના જોડાયલા આત્માને લેઇ જવાનું કામ બંને અમેષાસ્પંદામાંના એકનેજ સોંપવામાં આવ્યું છે. અહીં જે બે સર્દારો જણાવ્યા છે તે જામાસ્પ અને વીરતાસ્પ (જુવો હા ૪૯ મો ફકરો ૯મો) અથવા જામાસ્પ અને ફ્રષઓશ્ત્ર (સરખાવો 'યાવરેના ફ્રષઓશ્ત્રા જામાસ્પા') સમજવા જોઇએ છે.

૩. પેહેલ્વીમાં 'ખુરીહ માનીનિશ્નો' મળે છે.

૪. પેહેલવીમાં અહીં ત્રિજા પુરૂષમાં અર્થ હોવાની સાબેતી મળે છે.

૫. પેહેલ્વીમાં 'પવન્ અકવીનો રૂબાનો' મળે છે.

૬. પેહેલ્વીમાં 'બુંદકો' મળે છે.

૭. પેહેલ્વીમાં 'હમકડારી' મળે છે.

૮. અહીં એવો અર્થ વધારે સંભવીત છે. જોવો ૮ તથા ૧૧મા શ્લોકોમાં વપરાયલો ૧લો પુરૂષ.

૯. પેહેલ્વીમાં 'હૂ-ઝીવિશ્નીહ' મળે છે.

આગળા વખતમાં થઇ ગઈ છે, જે હમણાં માણસો ભોગવે છે, અને જે ભવીષ્યમાં ભોગવાશે, તે તું તારા પ્યારથી[1] (મને) આપ. (ખરચીત તારા) ભલાં મન (તારી) પાદશાહી સત્તા અને (તારી) અશોઇ મારફતે (અમારાં) શરિર તથા જીવને મુકિતથી[2] આશિર્વાદ પામેલું કર.[3]

૧૧. અને, તું ઓ ઘણાજ ફાયદેમંદ અહુરમજ્દ! અને તું ઓ આર્મઇતિ (ધર્મ ઊપરના આસ્થા), તથા સંસ્થાનોની વૃદ્ધિ કરનાર તું ઓ અશોઈ, અને તું ઓ ભલાં મન તથા પાદશાહી સત્તા! તમે સઘળાઓ મારૂં સાંભળો, અને હું જે કાંઇબી કામ કરૂં તે દરેક માટે મારા તરફ દયા રાખો.[4]

---

૧. પેહેલવીમાં પણ 'પવન્ હનાએ લક દોષિશ્નો' મળે છે. 'તારી મરજી પ્રમાણે' એવો અર્થ અહીં ઘણો નબલો થઈ પડે.

૨. પેહેલવીમાં 'નદૂકીહિચી અવો તનૂ (અં યેહુ બૂન)' અને નેર્યોસંઘમાં શુભં તનો મળે છે.

૩. નેર્યોસંઘનો આ વાકયનો સંસ્કૃત તરજુમો નીચે પ્રમાણે છે: જે ચીઓ (અહીં ઘણી અજાએબ જેવી રીતે યાः વાપર્યો છે) આ પ્રમાણે જન્મી હોય [એટલે બીજી તરફથી (અને નહીં કે અમારી તરફથી) આવી હોય] અને જેમને [ હું મારી તરફ મેળવી લેવું ] તેમને સારી રીતે રહેવા અને સઘળી બાબતમાં આબાદ થવા દે [ ]. જેઓ, ઓ મોટા દાના સાહેબ! હૈયાતી ધરાવશે [ ભવિષ્યમાં આવશે ], તેઓ મારફતે આ લોકોને તારા તરફની મિત્રાચારીને લીધે તારાં પોતાનાં કરવા દે. ઓ સાહેબ, ઉત્તમ મનને મારામાં વધાર [એટલે કે, મારાં મનને વધારે અશોઇના ઉમંગવાળું બનાવ]. અને મારી અશોઇને ખાતર મારાં શરિર અથવા જીવને એક ફાયદાની બક્ષેસ કર.

૪. જોવો પેહેલવીમાં પણ 'અં ખરા આમૂર્ઝેડ' મળે છે.

જોવો આ ફકરામાં ૮મા શ્લોકમાં જણાવેલા બે સિવાયના સઘળા અમેષાસ્પંદો વિષે બોલવામાં આવ્યું છે, અને તેમને વિનંતી કરવામાં આવી છે કે, અમારૂં સાંભળી અમારી ઉપર દયા કરો. 'આદાઇ' માટે નીચલા શ્લોકમાં આવતા 'વંહુયા ઝવો–આદા' શબ્દો જોવો.

૧૨. અને તું ઓ અહુર! તું પોતે મારે માટે ઉઠ[1]! ઓ ઘણાજ ફાયદેમંદ મિનો મજ્દ! આરમઇતિ મારફતે, મારી વફાદાર બંદગી તથા ક્રિયાની ભેટોને[2] ખાતર મને સત્તા આપ; અને (મારી) અશોઇને ખાતર મોટું બળ તથા (તારાં) ભલાં મન મારફતે[3] ઉદ્યોગને લગતો (તારો) ફાયદો[4] આપ[5].

૧૩. [ઊઠ મને સત્તા આપવાને], અને પછી મેહેરબાનીનો રાહે, ઓ અહુર! તારી[6] ખાશીયત (?) (તારા ગુણો તથા) તારી પવિત્ર સત્તા(નું બળ) અને તેની મારફતે (તારાં) ભલાં મનની આશિર્વાદ[7]ભરી બક્ષેસો (મારી) બોલેલા કલામમાં[8] મારી આગળ પ્રગટ કર (જેથી હું તેની

૧. આપણને એમ ધારવાની ફરજ પડે છે કે, (જે પ્રમાણે વંદિદાદની ૧૯ મી ફર્ગરદના ૩૧ મા ફકરામાં વોહૂમનને તખ્ત ઉપર બેઠેલો દેખાડયો છે તેમ) અહુર એક ભપકાદાર તખ્ત ઉપર બેઠો હતો; અગર નહીં તો એને અલંકાર લેખો તેનો અર્થ 'મારે માટે તારૂં બળ કામે લગાડ' એવો અર્થ કરી શકાય. 'આરમઇતિ કદાચ આઠમી વિભકિતમાં હશે.

૨. જોવો ૧૧ મા શ્લોકમાં મલતો 'આદાઈ' શબ્દ.

૩. પેહેલવીમાં 'પવન ઝડે વોહૂમન સદારીહ' મળે છે.

૪. ગાયોને સંકટમાંથી છોડવવા માટે ૨૯ મા હામાં રતુએ જે ફાયદો માગ્યો છે તે આ છે. જરથોસ્તી ધર્મને લગતી સઘળી રાજનીતી તેમાં સમાયલી છે.

૫. નેર્યોસંઘનો તરજુમો આ પ્રમાણે છેઃ ઉઠ, ઓ સાહેબ! મને પવિત્ર કર [એટલે કે તે દુઃખ દેનાર બુરાં મનની અસરથી છુટો અથવા પવિત્ર મને કર]; અને મને સંપૂર્ણ અશોઈ તથા ઉમંગ આપ. ઓ વધારે બળવંત મિનો, અમે ગ્વહ્મનને મેળવનારા છીયે [એટલે કે તેને મારાં શરિરમાં પરોણા દાખલ આવવા દે.] અને ખુની (?) ઉપર અશોઇને સત્તા ધરાવવા દે [ ] અને ઉત્તમ મનની સદારીને લીધે.

૬. અસલ અર્થઃ તમારી.

૭. પાછળા અવસ્તામાં 'અષિ' આ અર્થ ધરાવે છે. એનો અર્થ 'પવિત્ર વ્યવસ્થા' ધર્મનાં કામોમાં 'સંપૂર્ણતા' પણ થાય છે.

૮. પેહેલવીમાં અહીં 'પવન કામક ચાષિશ્નો' મળે છે. તે માટે જોવો દાર્મેસ્તેતરનો 'ઇરાની અભ્યાસ,' પુસ્તક બીજું.

ઊંડાઈ તથા વીસ્તાર જોઈ શકું.) અને તું, ઓ ફાયદેમંદ ભક્તિભાવ![1] અશોઈની મારફતે ધર્મની સચ્ચાઇઓ પ્રગટ કર.

૧૪. આ પ્રમાણે, ક્રિયાની ભેટ દાખલ, જરથુશ્ત્ર પોતાનાં શરિરનો જાન[2] આપે છે. અને તે, ઓ મજદ! ભલાં મનની સરસાઇ, (તારા લોકો સાથે) પવિત્રાઇથી (ચાલીને મેળવેલી વિખ્યાતી) પણ અર્પણ કરે છે; વળી (એ સઘળાં ઉપરાંત) કામ તથા સુખનોમાં (તારા તરફની) તાબેદારી, તથા તે જોડે (તારી મુકરર કરેલી) પાદશાહી સત્તા તે અર્પણ કરે છે.[3]

---

૧. પેહેલવીમાં પણ એમજ મળે છે:—'અશ્ પવન્ આહ્રાયીહ્ દીનો ક્રાઝ દક્ષકીના.' નેર્યોસંઘમાં 'पुण्येन दीनिम् प्रचिह्नय' મળે છે. કદાચ '**અશ** મારફતે અમારાં અંતઃકરણને રોશની આપો' એ અર્થ વધારે સારો થશે.

૨. સ્નાયુઓ; બીજે ઠેકાણે હાડકાંથી ઉલટા અર્થે તે મળે છે. પેહેલવીમાં 'ખયા' અને નેર્યોસંઘમાં जिवं મળે છે.

૩. પેહેલવી લખાણનો તરજુમો આ પ્રમાણે કરી શકાય:—આ પ્રમાણે ઉદારતાની એક બક્ષેસ દાખલ, હું કે જે જરતૂશ્ત છું તે મારાં શરીરનો જાન વોહુમનને, અને અહુરમજદને તથા અષ વહિશ્તને [ સદારીને લીધે ] આગમચથી કામોમાં અર્પણ કરૂં છું [ એટલે કે, આહ્રાયીહ્ની ઇચ્છા પ્રમાણેનાં કામો હું કરીશ ], અને ક્ષત્રવરના શબ્દ ઉપર તાબેદારીથી ધ્યાન આપીશ.



## યજશ્નેનો હા ૩૪મો.

---

૧. ઉપકાર માનવાની લાગણી હજી ચાલુજ રહી છે. જાણે પોતાનાં નસીબમાં સુધારો થવાના બદલામાં ઉપકાર દાખલ, પેગમ્બર જાહેર કરે છે કે, જે પ્રમાણમાં મને બક્ષેસ થઇ છે. તેજ પ્રમાણમાં હું તને ઉંચામાં ઉંચી ભેટો આપીશ. તેને જે બક્ષેસ મળી હતી તે અમર્ગ, અશોઇ તથા સઘળા-ઓનું કલ્યાણ કરનારી પવિત્રાઇના કાનુનથી મુકરર થયલી પાદશાહી સત્તા હતી.

૨. તેના બદલામાં અહુરને જે ભેટો આપવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે તે કાંઇ જનાવરોનો અથવા ફળનો ભોગ નહીં, પણ જે અગેબરા પરહેજગાર મરદનો આત્મા પવિત્રાઇ, ભક્તિભાવ અને ઇશ્વરની વખાણનાં ગાયણો સાથે નિકટ સંબંધથી જોડાયલો હોય છે, તેનાં કામો છે. જે પ્રમાણે ધર્મના કાનુનોને બારીકીથી વળગવા વિના ભક્તિભાવ ધરાવી શકાય નહીં તેજ પ્રમાણે ધર્મની ખરી ક્રિયા આબરૂ જાળવવા તથા સખાવતનાં કામોથી જુદી નથી.

૩. એટલા માટે ઓરાકની જે ભેટો વિષે તુરતજ આ ફકરામાં જણાવવામાં આવે છે, તે અશોઇ અને ઇશ્વરી હકુમત તરફ ભક્તિભાવ ધરાવીને સઘળાં પવિત્ર સંસ્થાનોના ફાયદા અર્થે, ડાહ્યા માણસોને સઘળી જોઇતી સામગ્રી પુરી પાડવા માટે, અને અમર્ગ થયલા લોકો તથા તેમના પક્ષકારોને મદદ આપનારો આશિર્વાદ થઇ પડે એટલા માટે, અર્પણ કરવામાં આવે છે.

૪. અને વળી આતશ વિષે પણ અહીં બોલવામાં આવે છે; વેદમાં જણાવેલા અગ્નિની પેઠે તેને ચુના અને ભોગ આપવા માટેની જગાના દેવતા દાખલ નહીં, પણ વેદની માફક મુખ્ય કરીને તેને દરેમેહેરના ગુરૂ તરીકે લેખી આરાધવામાં આવે છે.

વેદમાં જેમ અગ્નિ પાસે માગવામાં આવે છે તેમ અહીં પણ તેની પાસે આત્માની મજબુતી તથા તરેહવાર પ્રકારનાં સંસારી સુખો, તેમજ બુરાઓ સામે ગોયા વિજળીની પેઠે ફેંકવાનું હથીઆર (જસ્તા-ઇસ્તાઇશ, દેરેશ્તા-અએનંહેમ) માગવામાં આવે છે. ૫. ધર્મની દરેક ક્રિયાને બારીકીથી માન આપવાનું કામ મોટામાં મોટી સખાવતનાં કામથી તે જુદું ગણતો નથી એમ ખાતરી સાથે બતાવવા માટે તે અલંકારથી પુછે છે: 'તમારૂં રાજ્ય કયું છે—જરથુસ્ત્ર જેની સ્થાપના કરે છે અને જે તમને અર્પણ કરે છે તેજ કે? (જોવો હા ૩૩મો, ફકરો ૧૪મો). કઇ જાતની બંદગી (સરખાવો

હા ૪૮ મો ફકરો ૮ મો, તથા હા ૫૩મો ફકરો ૧લો) મારે ઊપયોગમાં લેવી, જેથી હું મારાં કામો મારફતે તમારો થાવું, તમારા ધર્મગુરૂઓ ઊપર ભોગની ક્રિયાઓનો બોજો કરૂં નહીં તેમજ તમારા સરદારોને લડાઈમાં મેળવેલી લુંટોથી ભરપુર કરૂં નહી, પણ તમારા ગરીબ લોકોનું પોષણ કરૂં ?' તે જે પ્રકારની અશોઈ તથા પાદશાહી સત્તા મેળવવા માંગે છે, તેની મુળ નેમ આ પ્રકારની છે. ઇશ્વરનું રાજ બુલંદ મનશકિત છે, જેને માણુસનાં જેવું રૂપ આપી કહેવામાં આવે છે કે, તે ફાની દુનીયાની દેખાવદાર અને શોભાયમાન જણસો કરતાં ખચ્ચીત વધારે સારી છે; "તારી હકુમત જે અશોઇને માર્ગે ચાલનારા ગરીબોને મોટામાં મોટા આશીર્વાદ બક્ષે છે તે" પણ એવીજ બુલંદ છે. (જોવો હા ૫૩ મો ફકરો ૯મો).

આવા પ્રકારની હકુમત ધરાવનારા પોતાના અને પોતાની વિરૂદ્ધના ધર્મ વચ્ચેના મોટા તફાવતથી વાકિફ થઇને, કર્ત્તા તુરતજ બોલી ઊઠે છે: પરહેજગાર ગરીબ લોકોની સંભાળ લેનારી તમારી એવી હકુમત છે, અને તેટલા માટે દેવો તથા તેમના અપવિત્ર પક્ષકારોથી તમને સદનતર જુદા અમે લેખ્યે છીયે. તમે તેમનાથી દુર અને તમારી હકુમતમાં તેમનાથી શ્રેષ્ટ છો !"

૬. પછી તે અસરકારક રીતે પોતાનો એક શક જાહેર કરે છે, જે ધર્મ તરફની તેની આસ્થા માટેની તેના તરફની આપણી વખાણુમાં વધારો કરે છે. તે કહે છે કે, "જો આ વાત ખરી હોય (જોવો હા ૪૪ મો ફકરો ૬ઠો) કે તમે અશોઈ અને ભલાં મન સાથે આ પ્રમાણે એક વિચારના, અંતઃકરણના ભલા ખવાસ તથા હાથોની ચાલાકી ઉપર નજર રાખનાર ઇશ્વર હોવો, તો તે માટે મને કોઈ ચીન્હ બતાવો, જેથી મારી જીંદગી ખતમ થવા સુધી મારા તમારી તરફના ભકિતભાવમાં હું ખંતી રહું તથા તેમાં વધારો કરૂં." ૭. કારણકે ખરા ધર્મના ફેલાવા માટેની લડત હજી પુરી થતાં ઘણો વીલંબ લાગશે, જોકે તે તેનું પરીણામ સારૂં આવવાનાં ચીન્હો વિનાની ખાલી નથી.

પછી તે ઘણી આતુરતા સાથે 'અર(એ)દ્રા' યાને મદદ આપનારાં એવાં માણસો મેળવવાની ઇચ્છા બતાવે છે, કે જેઓ ઇશ્વરની મેહેરબાની માટેના પોતાને મળેલા અનુભવને આધારે પવીત્ર ધર્મનો પાયો મજબુત કરીને તથા તેજ વેળા મનશકિતને સાંકડી હદમાં નહીં રાખતાં તેને ખીલવીને, દલગીરીને સુખમાં બદલી નાખે છે. એવી દુવા ચાહાતી વેળા એજ લગાર નિરાશ થઇને તે બોલે છે: 'તમારા સિવાય બીજો કોઈ

(મદદગાર) હું ધરાવતો નથી; એટલા માટે 'અર(એ)દ્રા' મળવા સુધી મારે ઓટી થવું જોઇએ. તમેજ તમારી મેહેરબાનીના આપવા જણાવેલા ઉપાયોથી અમારો બચાવ કરો.'

૮. કારણકે તમે ગોયા અત્યારમાંજ એક ચીન્હ આપી ચુકા છો. દુશ્મનો અટકયા છે, અને તેઓ પાછળ હઠયા ન હોય તોપણ તુરત વેળા ડરી ગયા છે. જે લોકોએ અત્યાર આગમચ તેઓ સરસાઇ ધરાવતા હતા ત્યારે સંખ્યાબંધ મોત નીપજાવ્યાં હતાં, તથા જેમના સરદારે પવિત્ર ક્રિયા કરનારાઓને હેરાન કર્યા હતા, તેઓ અમે અખત્યાર કરેલાં કામોથી ધાસ્તીમાં આવ્યા છે એટલુંજ નહીં, પણ વળી તેમની મુખ્ય સજા, અમે ધાર્યે છીયે તેમ મનને લગતી અને તેટલા માટે સચ્ચાઇની નજરમાં વધારે સખ્ત છે. તેઓ રાસ્ત કામો અને વિચારોને ઉત્તેજન દેવા ઇચ્છતા નથી, અને તેથી **ભલું મન** દલગીર થઇને તેમને છોડી જશે.

૯. તે વધારે વીસ્તારીને પાછું બોલે છે: ખરચીત, જે કમનસીબ પાપીઓ તારાં ભલાં મનના અનુભવથી આ રીતે અજ્ઞાન રહીને તારી મેહેરબાની ભરી અને પવિત્ર અશોઇથી વેગળા જાય છે, તેઓ પણ એવીજ સજા પામશે. જે પ્રમાણે અપવિત્ર પ્રાણીઓ અમારી આગળથી નાસી જાય છે, તેજ પ્રમાણે અશોઇના ગુણો તેમને તજી દેશે. ૧૦. તે આગળ વધીને બોલે છે કે, તે સર્વજ્ઞાની સાહેબ આ ચીન્હ અથવા પરીણામ મને જાહેર કરે છે જેથી મારો ધસુપસુ આત્મા મજબુત થાય છે. અહુરને તે કહે છે કે, ખરચીત તારી મેહેરબાનીની ખુશાલી આપનારી આ સાબેતીઓ છે, જેથી અમારા દુશમનો બીહે છે અને અમને આગળ વધારી, તારાં રાજ્યમાં અમને ઉત્તમ અશોઇનાં બનાવે છે.

૧૧. એટલા માટે તે મેહેરબાની ભરી ધર્મ ઉપરની આસ્થા, જે આ લોકો ખરૂં ખોટું પીછાણી નહીં શકવાનાં અજ્ઞાનપણાથી તજી દે છે, તે અમારે માટે સઘળી પ્રકારનાં સુખ એટલે દુઃખદરદ વિનાની અમર્ગી તથા આબાદીનો વધારો કરશે, અને મજદના તંગીમાં આવેલા લોકોના ખોરાક તરીકે અથવા તે સર્વશકિતવાન પાદશાહની કીર્ત્તિ દાખલ તેઓનો વધારો થશે. અને તેમની મારફતે અહુર જાસતી ગુજારનાર અને મૂર્ત્તિપુંજક દુશમન સામે પોતાનો બચાવ કરશે. ૧૨. ધર્મ સંબંધી તથા રાજદવારી ફરજો ખરી રીતે સમજવા ઉપર જે સઘળાંનો આધાર હોય છે, તે ધ્યાનમાં લેઇને તે આતુરતા સાથે અરજ ગુજારે છે કે, ક્રિયાઓ તથા તેમને લગતાં વખાણનાં ભણ-

ગરોની સ્થાપના કરવાનો ખરો માર્ગ બતાવવો, અને તે મજદને વિનંતી કરે છે કે, અષિશ્ (પવિત્ર બદલા) મેળવવા માટે કેવા પ્રકારની આરાધના કરવી જોઇએ તે મને જાહેર કર. વળી તે વધુ એવી અરજ કરે છે કે, મને કાંઇપણ ભુલ થાય નહીં એવા ધર્મ સંબંધી રસ્તા બતાવ કે જે **ભલાં મન**ના પોતાના માર્ગ છે.

૧૩. આપણે આગળ (૨૯ મા હામાં) દીઠું છે તે પ્રમાણે, તે પોતાના સવાલનો જવાબ પોતેજ આપે છે. અહુરએ જે માર્ગ ભલાં મનના તરીકે જાહેર કર્યા હતો તે સઓશ્યંતો (આગળા પેગમ્બરો)એ જાહેર કરેલાં ધર્મનાં ફર્માનો છે. ત્યાં, તેમજ જે માર્ગ ઉપર અહુર પોતે રહે છે (જોવો હા ૩૩ મો ફકરો ૫ મો; હા ૪૬ મો ફકરો ૧૬ મો), ત્યાં સારાં કામો કરનારો માણસ ધર્મને લગતી સચ્ચાઇઓ ઉપર આસ્થા રાખવાથી આબાદ થઇ શકે, તથા ઇશ્વરના હાથથી તુરતજ બદલો પામી શકે. ૧૪. જાણે કે જે અસલ દુઃખ માટે ગાયોના આત્માએ ફરિયાદ કરી હતી તે તે હજી ભુલી ગયો ન હોય તેમ તે જાહેર કરે છે કે, આ દુનિયામાં સુખી જીંદગી ગુજારવા માટે તેમજ બેહેશ્તમાં પોહોંચવા માટે સઘળાઓએ એજ માર્ગ પસંદ કરવાનો છે. અને તે વળી જણાવે છે કે, જે કોઈ ગાયો (એટલે કે પવિત્ર સંસ્થાનો અને તેમની દોલત તથા ગુજરાનનાં મુખ્ય સાધનો) માટે મેહેનત કરે છે તે, દરેક રાસ્ત ઇલાજોથી તે માર્ગે ચાલવાનું ડહાપણ પુરવાર કરવાની અને તેના ફાયદા વધારવાની ગોયા કોશિશ કરે છે.

એટલુંજ નહીં પણ તે વળી જાહેર કરે છે કે, જે પ્રમાણે સઓશ્યંતોના શબ્દો તથા રાસ્ત કામો તે પવિત્ર માર્ગ બનાવે છે તથા જાહેર કરે છે, તેજ પ્રમાણે ધર્મ ઉપર આસ્થા રાખવાનાં કામોજ સર્વથી મોટું ડહાપણ છે.

૧૫. શેવટે વળી ફરીથી તે છેક ઊંચી ટોચે જઇને પોતાની સઘળી વિનંતીના સાર દાખલ અહુરને અરજ કરે છે કે, સઘળી તૈયાર ખબરો, ક્રિયાઓ અને આરાધનાઓથી મને વાકેફ કરવો. તે કદી ભુલી જતો નથી કે, સઘળી ક્રિયાઓ, આરાધનાઓ અને ભેટાં અર્પણ કરવાનાં કામો પવિત્ર હોવા છતાં વધારે મોટી હાંસલ મેળવવાનો ઊપાય માત્ર છે; તે અહુરને અરજ કરે છે કે, ખરેખરાં સંકટ ટાળવા માટેનો સર્વોપરી ઉપાય (જોવો હા ૫૩ મો ફકરો ૯ મો) ગણાતી પાદશાહી સત્તા તેણે કામે લગાડવી, કારણકે તેના પવિત્ર કાયદા અને મિનોઈ હુશીઆરોથી તેજ 'ફ્રષકરદ' લાવી શકશે અને માણસોમાં સુધારો સંપૂર્ણ થઈ ચુકયો હોય એવી મંડળીની હાલત નીપજાવશે.

**તરજુમો.**

૧. તે (ત્રણ આશીર્વાદ આપનારી બક્ષેસો) અમર્ગિ, અશોઈ તથા આબાદી આપનારી (મુકરર થયલી હકુમત) જે, ઓ મજદ ! તેં (પવિત્ર) કામો, શબ્દો અને ક્રિયાની ભેટો મારફતે, આ (તારા મારી નજરે પડતા અહીં ઉભેલા નોકરો[1])ને આપી છે તેના સંબંધમાં, ઓ અહુર ! તને અમારા તરફથી તેના બદલામાં ઊંચામાં ઊંચી ભેટો અપાયલી થા (શો)[2]

૨. બેશક, આ સઘળી ભલા મિનો[3]ની બક્ષેસો (ઉપકાર દાખલ) તને, ઓ મજદ ! જે વૃદ્ધિ કરનાર શખ્સનો આત્મા (આ) સં-

---

૧. આ કીર્તનો જાહેર લોકો આગળ વાએજી તરીકે બોલવા માટે રચાયલાં હતાં, એમ જુદા જુદા ફકરાઓ ઉપરથી જણાય છે. વેદમાંથી પણ વારે ઘડીએ એવા પ્રકારની નીશાનો મળે છે. હું આગળ 'અએપાંમ' ને 'અમૅરૅતાટ્' ઇત્યાદીને લાગુ કરી 'આ (બક્ષેસો) માટે ઉપકારની ભેટો' એવો અર્થ કરતો હતો.

૨. 'દસ્તે' જેવા શબ્દ માટે સુધારાની સામે થવાને હું દલગીર છું, પણ તે અથવા 'આઇતે' અથવા 'ઞૂઇતે' કૃદંત હોય એમ હું ધારતો નથી '–તે' અથવા તેના કોઇ આકારને હું લગભગ કોઇપણ વાર ગાથા ભાષાનો પ્રત્યય ગણતો નથી; મુખ્ય કરી આ ઠેકાણે જયાં 'દસ્તે' વાકયને છેડે આવ્યો છે ત્યાં તો તેને તેમ લેખાયજ નહીં. ગાથા ભાષાની વાકય રચના ઉપર (અભ્યાસીઓ તરફથી) ઘણુંજ થોડું ધ્યાન અપાય છે. કૃદંત કવચીતજ તેને છેડે આવે છે; વીદ્વનોઇ વઓચા; તટ્ મોઇ વીચિધ્યાઇ વઓચા; વીદ્વ્યે (વીદ્વે) વોહૂ મનંહા; મેંચા દઇધ્યાઇ યેહ્યા મા રિષિશ્; અષા ફ્રદથાઇ અરપૅરૅઝતા; આ જોઇ (?) હાદ્રોયા; યે અચિશ્તૅમ્ વઔનહે અઓગેદા; ઞૂઇધ્યાઇ મજદા ફ્રવઓચા; કહ્માઇ વીવીદ્વ્યે (–વે) વષી; તટ્ વૅરૅજયેઇદ્યાઇ હ્યત મોઇ અઓતા વહિશ્તૅમ્; અરૅથા વોઇજ્ધ્યાઇ કામહ્યા તૅમ્ મોઇ દાતા; દજ્ધ્યાઇ હાકૅરૅના; મેંદાઇધ્યાઇ યા તો ઇ મજદા આદિરિતશ્, ઇત્યાદી. પેહેલવીવાળો અહીં તારીફ લાયક રીતે પેહેલા પુરૂષમાં 'યેઝ્બૂનેમ્' અર્થ કરે છે.

૩. **સ્પૅંત–મઇન્યુ** વિષે અહીં બોલવામાં આવે છે, જે Holy Spirit ની પેઠે કેટલીક વાર ઇશ્વિરને પોતાને માટે પણ વપરાય છે.

સ્થાનમાં અશોઈની સાથે જોડેજોડ[1] રહીને, તમારા જેવા[2] તરફ ભક્તિભાવથી ચાલે છે, તેના વિચારો તથા કામોથી અને (આભારી) વખાણ કરનારાઓનાં[3] કિર્ત્તનોથી (પાછી) આપવામાં આવી છે.

૩. અને નમનતાઈ સાથે વખાણ ગાઈને અમે ( ઉપકાર સાથે ) મ્યજદની ભેટ, ઓ અહુર! તને અને તારી અશોઈને, ભલાં મનનાં રક્ષણ હેઠલ મેલાયલાં[4] તારાં રાજ્યમાંનાં સઘળાં સંસ્થાનો ( ના ફાયદા ) માટે અર્પણ કર્યે છીયે. કારણકે, ઓ મજદ! ( તે તથા તેના જેવી બીજી ) સઘળી ભેટો ઇનિસાફની રાહે ચાલનારા માણસને ( તેનાં કામ માટે ) તૈયાર થવાને ( શક્તિવાન કરે છે ). તમારા જેવાઓ તથા તમારા જેવી લાયકાત ધરાવનારાઓમાં તે આશીર્વાદ જેવી છે.[5]

---

૧. જોવો હા ૩૩મો ફકરો ૯મો; ત્યાં પણ અશોઈની જોડેજોડ રહીને આત્મા ચાલે છે.

૨. 'ક્ષમાવતો' શબ્દ અહીં તેમજ બીજી તરફ માણસોના સંબંધમાં વપરાઇને 'તમારી આરાધના કરનારની વખાણમાં' એવા અર્થે આવ્યો હોય તે બનવા જોગ છે એમ હું ધારૂં છું, પણ તે સ્વભાવીક લાગતો નથી. પેહેલવીમાં પણ અહીં 'અવો ઓકે લેકૂમ વ નીયાયીશ્નો' અને નેર્યોસંઘમાં समागच्छामि युष्माकम् नमस्कृतये महाज्ञानिन् અર્થ મળે છે.

૩. ૨૮મા હાના ૧૦મા ફકરામાંના 'દસૅમે-સ્તૂતાંમ્' વિષે આ ઉપરથી યાદ આવે છે.

પેહેલવીમાં 'સ્પેંત નર'નો અર્થ છુટથી જરથુશ્ત્ર કરવામાં આવ્યો છે: 'અફ્તાનો દેન્ ગરોડમાનો સ્તાયૅમ્' પેહેલવીમાં અને નેર્યોસંઘમાં 'गरोध्माने स्तोमि ते' અર્થ છેલી લાઇનનો મળે છે.

૪. પેહેલવીમાં 'અધ્ધશ્ પર્વરિશ્ન્ વ મિન્ ફરૂનીહ' અને નેર્યોસંઘમ 'उत्तमेन प्रतिपाल्या मनसा' મળે છે. સરખાવો હા ૩૨ મો ફકરો ૨ જો: 'સારેમનો ક્ષથ્રાત.' ક્રિયાપદ એક વચનમાં છે તે મુશ્કેલ લાગે છે.

૫. અથવા, 'ઇનસાફથી ચાલનારા અને ચાલવાની કોશેશ કરનારાઓને તેમજ તમારા પોતાના સઘળાઓને અમે તે આશીર્વાદ દાખલ આપીશું.' અહીં 'ક્ષમાવંત'નો અર્થ 'તમારૂં પોતાનું' વધારે સારો છે.

૪. અને એ અહુર! તારો આતશ (જે) પવિત્રાઇને લીધે મજબુત, ઘણીજ ઝડપવાળો, (ઘણોજ) બળવંત, ઘરમાં ખુશાલી પાંથરનારો (અને) ઘણો અજાએબ જેવી રીતોથી અમારો મદદગાર છે પણ જે, એ મજ્દ! દ્વેષીને માટે, હાથો વડે ફૂંકાયલાં હથીઆરોની પેઠે, બરાબર નેમ ટાંકીને[1] ઇજા કરનાર છે, તેને (મેળવવા) માટે અમે વિનંતી કર્યે છીયે.[2]

૫. ત્યારે એ મજ્દ! તમારૂં રાજ્ય ક્યું[3] છે? તમારી દોલત કઈ છે? જેથી અશોઈ તથા (તારાં) ભલાં મનની જોડે તમારા ગરીબ લોકોની (તેમનાં સંકટોમાં) સંભાલ લેનારો થઇને,[4] મારાં કામો

---

૧. અથવા આતશની પેઠે 'દ[illegible]ીતો' એવો અર્થ કરાય, પણ તે અહીં ઘણો નબલો લાગે છે. 'દૅરશ્તા' ને પેહેલવી તરજુમો કરનારે 'દૅરઝ' ઊપરથી નિકળેલો કૃદંત ગણ્યો છે, અને તે વળી 'દર(એ)સ્ ઊપરથી નિકળ્યો હોય તે બનવા જોગ છે. પેહેલવીમાં એનો અર્થ 'યક્ષોનુનેડ કીનો' અને નેર્યોસંઘના તરજુમામાં विदर्शात निग्रहम् કરવામાં આવ્યો છે. 'દૅરસ્તા' શબ્દ 'દર (એ)સ્'નો પણ કૃદંત હોઇ શકે એમ તેઓ જાણતા નહીં હોવાથી તેઓએ આ પ્રમાણે તરજુમો કર્યો છે, એવી તકરાર હવે વજુદ પામતી નથી.

૨. પેહેલવીમાં આ આખા ફકરાનો અર્થ નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે:–'આ રીતે, એ અઊહરમજ્દ! આ કે જે તારો આટલો બધો બળવંત આતશ છે, તે જે કોઇ અહરાવીહ છે તેને સંતોશ આપનારો છે, [–જ્યારે મારો સર્દાર પોતાની ફરજ તથા સખાવતનાં કામો પાર ઉતારે છે] કારણકે તે [આતશ] ઝડપવાળો અને બળવંત છે, અને હમેશ તેની સાથે મિત્રાચારી રાખી રહે છે, તથા તેની આગળ ખુશાલી જાહેર કરે છે. અને તેટલા માટે જે કોઈ દુ:ખ દેનાર હોય છે, તેના ઊપર, એ અઊહરમજ્દ! જાણે બળવંત ઇચ્છાથી તે વેર લે છે.'

૩. 'કત્' શબ્દ ઘણીવાર માત્ર પ્રશ્નાર્થક અવ્યય હોય છે.

૪. ગરીબોની સંભાલ લેવાનાં કામ વિષે અહીં ફરીથી આવેલો ઇશારો ધયાનમાં રાખવા જોગ છે, કારણ કે 'અશોઇ, ભલાં મન' વગેરે ઘડી ઘડી વપરાતા શબ્દોની મતલબ તે ઊપરથી જણાઇ આવે છે.

મારફતે હું તમારો થાવું. તમને સઘળાઓથી જુદા, ખચ્ચીત દેવો[1]-થી તથા ખ્રફસ્ત્ર જેવા અપવિત્ર માણસોથી જુદા, અમે જાહેર કરીશું.[2]

૬. અગર જો, ઓ મજ્દ ! તમે આ પ્રમાણે ખચ્ચીત અશોઇ તથા ભલાં મનની સાથે હોવો તો મને આ દુનિયામાંનાં મારાં તમામ રેહેથાનને[3] દરમયાન ( એટલે હું આ દુનિયામાં રહું એટલો વખત) એવી નીશાન[4] આપ કે જેથી ( ક્રિયાની ભેટો અર્પણ કરતાં અને વધારે આસ્થા[5] સાથે તમારી વખાણ ગાતાં[6] ( મારી બંદગી મારફતે ) હું તમને પોહોચું.

---

૧. આ ઠેકાણે 'દએવાઇશ્' શબ્દ બુરા દેવતાઓનેજ અને નહીં કે તેમની પરસ્તેસ કરનારાઓને લાગુ પડે છે, તે 'પરે વાઓ' તથા 'મશ્યાઇશ્' શબ્દો છુટા આવ્યાથી માલમ પડે છે.

૨. પેહેલવીમાં આ આખા ફકરાનો અર્થ નીચે પ્રમાણે મળે છે: તમારી પાદશાહી કેવી છે? [ એટલે કે હું શું કામ કરી શકું કે જેથી મારી મારફતે તારી પાદશાહીની વૃદ્ધી થાય ? ] અને તમારી દોલત કઈ છે ? [એટલે કે, મારે શું કામ કરવાં જેથી મારી મારફતે તમારા સ્વાધીનમાં દોલત રહી શકે ? ] આ પ્રમાણે અહુરમજ્દનાં કામોમાં હું તમારો કેમ થાવું ? [ એટલે કે હું એવી ચીજ કરીશ જેથી, મારી મારફતે તમારી પાદશાહીની વૃદ્ધી થાય; તથા દોલત મારેથી તમારા સ્વાધીનમાં રખાય. ] કારણ કે જયારે બી હું અશોઇનાં કામો કરીશ [ એટલે કે હું મારી ફરજ બજાવીશ તથા ભલાં કામો કરીશ ], ત્યારે વોહૂમન ગરીબ લોકોને પોષણ આપશે. સઘળા વર્ગો આગળ, બુરા માણસો તથા દેવોથી આગળ, તમે જાહેર થયલા છો [એટલે કે તેમના કરતાં તમો વધારે શકિતવાન છો ] કારણ કે તેમની બુદ્ધી ભ્રષ્ટ થયલી છે.

૩. પેહેલવીવાળો પણ એનો અર્થ 'કેત્રનાની' કરે છે. 'મએથા' અહીં એજ અર્થે મળે છે, તે માટે મને કશો શક નથી. જોવો વળી હા ૩૦ મો ફકરો ૯ મો.

૪. પેહેલવીમાં પણ 'દખ્શક' મળે છે.

૫. 'ઊર્વાઇધ્યાઓ' શબ્દ, તેના અસલ આકારમાંજ મળતો હોય તો, તુલના કોટીમાં હોય એમ દીસે છે. 'વ્રાદ્' (?) શબ્દ 'વૃદ્ધ' ને મળતો સ્વભાવીક રીતે ધારો શકાય.

૬. પેહેલવીમાં 'પવન્ આફ્રીનગાનો દહિશ્નો વ સ્તાયિશ્નો સાતૂનમ્ મદમ્' અર્થ મળે છે.

૭. ઓ મઝદ ! તને ભેટો અર્પણ કરનાર, એટલે કે તારા મદદગારો, જેઓ ભલાં મનની મારફતે કેળવાઇને, મનની ઓહોળી રોશનીથી, વારસામાં મળેલી દોલતની પેઠે ફત્વાઓ ઉત્પંન કરે છે અને (તારા પોતાના કલાંમો દાખલ તે તેઓ) સંકટ તથા આફત વખતે (જાહેર કરે છે)[1] તેઓ ક્યાં છે[2] ? તમારા સિવાય હું બીજા કોઇને ઓળખતો નથી; માટે તમે તમારી અશોઇથી અમારૂં રક્ષણ કરો !

૮. આ અમારાં (ક્રિયાની ભેટો અર્પણ કરવાનાં અને ઉમંગનાં) કામો મારફતે, જેઓમાં (એકવાર) જ્યારે તારા પવિત્ર વ્રત કરનારાઓ સામે જુલમ ગુજારનાર, જેમ એક વધારે બળવંત માણસ વધારે નબળા[3] સામે (ફાવી જાય છે તેમ, ફાવી જતો) હતો ત્યારે નાશ હતો (યાને જેઓ એકવાર નાશ કરનારા હતા) તેઓમાં ધાસ્તી પેઠી છે.[4] જેઓ તારી અશોઇની સાથે (મલતા થનારા) વિચારો ધરાવતા નથી, તેમનાથી તારૂં ભલું મન[5] દૂર વાસો કરે છે.

---

૧. પેહેલવીમાં: 'આમૂખ્તિરનોએ હુવરિરનો [એ અવો કાર્ વ કિર્ફક્], મૂનિચ્ પવન્ આસાનીહ્ વ મૂનિચ્ પવન્ તંગીહ્ વાદુન્યેત્ ફ્રાખ-હુષીહ્' અને નેર્યોસંઘના સંસ્કૃતમાં 'शिक्षाम् सत्याय यः समाश्रयत्वे संकटत्वे ऽपि कुरुते विपुलचेतन्यः [किल, यः कार्यं पुण्यं यत समृद्धतया कुरुते ] तच्च यत् सकष्टतया ऽपि कुरुते, तस्य विज्ञानचेतन्य तस्मात् भवति' અર્થ મળે છે.

૨. આ પ્રશ્ન માત્ર અલંકારી ભાષામાં પૂછાયો છે. (જોવો ૪૬ માહા નો ૯ મા ફકરો.)

૩. પેહેલવી તરજુમો કરનાર તથા તેને આધારે ચાલનારા નેર્યોસંઘ અને ફાર્સિ તરજુમો કરનારાઓ 'નાઇધ્યાઓંહેમ્' તથા 'નદંતો' એકજ સંસ્કૃત શબ્દને માટે વાપરે છે, એમ ધારવામાં ભુલ છે. તેઓ પેહેલો શબ્દ નાશ અને બીજો નિદ્ માટે વાપરે છે.

૪. પેહેલવીમાં: 'મિત્ ઓકે વહ્મનશાન્ મમન્ ફ્રૂનિરનો લન્મન્ બીમ્' મળે છે; 'આ કામોથી તેઓ અમને બીહીવાડે છે,' એવો અર્થ કદાચ થાય.

૫. પેહેલવીમાં: 'મિત્ વહ્મનશાન્ બરા રખીક્ અઇતો વોહૂમન્' અર્થ મળે છે.

૯. ખરચીત, ઓ મજ્દ ! જેઓ તારી ફાયદેમંદ આસ્થાને, ઓ સર્વજ્ઞાના ! તે તારો પસંદ કરાયલીને તજી દે છે, અને જેઓ આ પ્રમાણે બુરાં કામ કરનારને લીધે તથા (તારાં) ભલાં મનથી અજ્ઞાન રહીને તેને તજી દે છે, તેમની આગળથી ( આરમઈતિ) પોતાની અશોઈ જોડે, જે પ્રમાણે ( જીંદગીનો નાશ કરનાર તથા તેને અપવિત્ર કરનાર) લાલ ખ્રફ્સ્ત્રો અમો (તારા વીશ્વાસુ નોકરો ) આગળથી[1] (નાસી જાય છે તે પ્રમાણે ) જતી રહે છે.[2]

૧૦ આ ( તેનાં યાને મજ્દનાં ) ભલાં મનનાં કામનાં મારફતે, ફાયદો કરનાર ડાહ્યાએ,(પોતાનાં નીપજાવેલા) પરીણામને તેનાં (આરમઇતીનાં) ફળ તરીકે જાહેર કર્યું (કારણ કે) અશો હઇયાતી ધરાવનારાંઓ[3]ને ઉત્પન્ન કરનાર ફાયદેમંદ આસ્થા ( આરમઇતિ ) છે, એમ તે જાણતો ( હતો ). આ સઘળા, ઓ મજ્દ અહુર ! તારાં રાજ્યમાં ( અમારા વધારા માટે મદદ કરનારા છે ) કારણકે તેઓ ( અમારી ઊપર જુલમ ગુજારનારાઓને ) ધાસ્તીથી મારે છે.[4]

૧૧. અને તારે માટે આરમઇતિ ( જેણી અમારો ભકતીભાવ છે તેણી )એ તમામ આબાદી અને અમરીનો, અને ( તેમની જોડે )

---

૧. ' અક્ષત ' વાંચ્યે તો એ અર્થ થાય, પણ પેહેલવી તરજુમો કરનાર પાસેની નકલમાં ' અક્ષાત ' શબ્દ હશે; નેર્યાસંઘ एतेभ्यः તરજુમો કરે છે.

૨. પેહેલવીમાં આ પ્રમાણે અર્થ મળે છેઃ ' મિન્ વલ્મનશાન્ કબેદ અહરાયીહ સેજ્દક.' નેર્યાસંઘમાં ' तेभ्यः प्रभुतो धर्मः प्रनश्यति ' અર્થ મળે છે.

૩. અથવા ' હિથાંમ્ ' જોડાણને અર્થે વાંચ્યે તો નેર્યાસંઘના सुखनिवासम् સાથે આપણે મળતા થઈ શકયે. ' હઇથાંમ '=સાચું; ' હાતાંમ્ '=હૈયાતી ધરાવનારાંઓની. મૂળ અર્થઃ અષ ( પવિત્ર માણુસો ) ની ખરો ઉત્પન્ન કરનાર.

૪. ' વોયથ્રા ' શબ્દને ગોઠવવો મુશ્કેલ છે; પેહેલવી તરજુમો કરનારે તેને છુટો પાડી, ' આવો–યથ્રા ' ( કદાચ ' આવોઇ–અથ્રા ) વાંચીને ' ફ્રાડ કૂષી–અઇત્=મારી નાખેલા છે' અર્થ કર્યો છે; ફાર્શિવાળો વધારે સારી રીતે ' ફ્રાદ ઝદર્ '=મારી નાખે છે અર્થ કરે છે. ' વોયથ્રા ' કદાચ ' બી '=બીહીવું ઉપરથી નીકળ્યો હોય.

તારાં ભલાં મનનાં ) રાજ્યમાં ( હંમેશ મુકર્રર થયલી તથા મજબુતી પામેલી ) અશોઇ ( પવિત્ર ધર્મ ક્રિયા તથા નીતીના કાનુનો ) નો વધારો કર્યો છે. તે હંમેશ સુધી ટકનારા બંને બળવંતોને ( અમને જોઇતો ) ખોરાક[1] ( આપવા ) માટે ( તેણીએ વધાર્યો છે ). અને એમની મારફતે, ઓ મજદ! દ્વેષનો સંપૂર્ણ નાશ કરનારા[2] તારા લોકો સાથે તું ( જોડાયલો )છે. ( તું તારા દુશ્મનોને ઘણે દૂર હાંકી મેલે છે ! )[3]

૧૨. ત્યારે તારા કાનુનો[4] કયા છે? તારી ઇચ્છા શું છે? તારી વખાણ અથવા આરાધના કેવી છે ? તારાં ઠરાવેલાં ફર્માનોના[5] આશોર્વાદ ભરેલા બદલા શાથી મુકર્રર થશે તે, ઓ મજદ ! તું મોટેથી બોલ કે તે અમે સાંભળ્યે. અમને અશોઇની મારફતે તે રસ્તાઓ શિખવ (બતાવ)[6] કે જે ઊપરથી તારા અશો મરદોમાં રેહેનારૂં ( તારૂં ) ભલું મન પસાર થયું છે.[7]

---

૧. પેહેલવીમાં પણ 'ખુરિશ્નો' મળે છે; અગર નહીં તો એનો અર્થ કીર્ત્તિ ગણી 'ખર્= સ્વર્' ઉપરથી આ શબ્દ નિકળેલો લેખાય. મૂળ અર્થ: 'કલ્યાણ તથા અમર્ગિ બંને તારે માટે ( છે ).'

૨. પેહેલવીમાં 'જવીડ બેષ મિન્ લક્ હોમાનિહ્' અને નેર્યોસંગના તરજુમામાં 'वीतकष्टस् त्वं असि' મળે છે.

૩. નેર્યોસંઘે આ ફકરાનો તરજુમો નીચે પ્રમાણે કર્યો છે:—આ પ્રમાણે બંને—અવિરદાદનો તથા અમિરદાદનો ખોરાક [ એટલે કે પાણી તથા ઝાડપાન ઉપરના મવક્કલ ફરેસ્તા તરફનો ખોરાક ] તારી પાસેથી મેળવાય છે, અને ઉત્તમ મનનાં રાજ્યમાં અશોઈ સંપૂર્ણ મનસની સાથે બશારત કરે છે. ઓ મોટા, દાના સાહેબ! એની ઉપર તું ઊમંગ તથા બળની બક્ષેસ કર. તુ દુ:ખદરદથી બાટલ છે.

૪. 'વીરાયિશ્નો' નો અર્થ પણ એજ થાય છે.

૫. પેહેલવી : 'આરાયિશ્નો'.

૬. પેહેલવીમાં એને માટે સરેહ કરી છે કે, 'અસલ ધર્મનો રસ્તો શિખવ.'

૭. નેર્યોસંઘનો સંસ્કૃત તરજુમો આ ફકરાનો નીચે પ્રમાણે છે:— किं ते संमार्जनम् [किल, कार्य, ते किं महान्यायितरं?] कः कामः? काच युष्माकं स्तुतिः? काच युष्माकं इजिस्निः? श्रिणोमि, महाज्ञानिन्! प्रकृष्टं ब्रूहि! यत् चित्तं

૧૩. (તે કયો માર્ગ છે તે હું તને પુછું છું?) જે માર્ગ તું ઓ અહુર! ભલાં મનના માર્ગ તરીકે મને જણાવે છે[1], તે સઓશ્યંતોનાં ધર્મ સંબંધી ફર્માનો તથા કાનુનોનો (બનેલો છે), જેની મારફતે સારૂં કામ કરનાર (પોતાની) અશોઇને લીધે આબાદ થાય છે.[2] અને ભલાઓને માટે તે એક બદલો નક્કી કરે છે, જેની બક્ષેસ કરનાર તું પોતે છે.

૧૪. કારણ કે તે (બદલો), ઓ મઝ્દ! (તારાં) અમારી અંદરનાં ભલાં મનના કામો મારફતે, અમારી હાટમંદ[3] જીંદગી માટે પસંદ કરવાને તમે આપ્યો છે. જેઓ ગાય માતાને[4] માટેનાં કામમાં મેહેનત લે છે, તેઓ બુદ્ધિનાં કામનો[5] મારફતે અને તારી અ-

---

ધર્મસ્ય संमार्जनं [ अहो विशेषेण पश्य ! तस्मात् महान्यायितरात् कुरु ! ] शिक्षापय अस्माकं धर्मस्य मार्गं उत्तमेन स्वामीनं मनसा. [मार्गं यं पूर्वं न्यायवंतं अस्मभ्यं ब्रूहि.]

૧. જોવો અહીં માર્ગ શબ્દ ઊંડો અર્થ ધરાવે છે; તેની મતલબ અંતઃકરણ અથવા કાયદા થાય છે.

૨. ગેલ્દનર અહીં 'વ્રજ' સાથે સરખામણી કરવાને સુચવે છે, કારણ તેને રસ્તા સાથે સબંધ છે. 'રસ્તાઓમાં આબાદ થવું' અર્થ મુશ્કેલ નથી, કારણ તેની મતલબ માત્ર જવાની નહી પણ 'સીધે માર્ગે જવાની' છે. સીધો માર્ગ તેનો બદલો દેખાડે છે (પેહેલવીવાળો 'ચાષીડો' અને નેર્યોસંઘ आस्वादयः અર્થ કરે છે). સરખાવો 'ઉર્વક્ષ ઉહ ગાય જિધ્યેવ'. 'વ્રજ' લઇએ તો 'સુખ આપનારો વધારો' અર્થ થાય, પણ પુશિતએ સુચવેલો 'વૃહ' વધારે બંધબેસ્તો દેખાય છે.

૩. આ દુનિયામાંની. સરખાવો ૨૮ મા હાનો ફકરો ૩ જો. ત્યાં 'અસ્તવતસ્ચા'નો અર્થ દેખીતી રીતે 'દુનિયાનો' અને 'મનંહો'નો 'બેહેસ્તનો' થાય છે (—શરીરને લગતો—મનને લગતો.)

૪. અથવા 'પુખ્ત ઊંમરની,' 'હાંકવા લાયકની'.

૫. જોવો અહીં 'વૅરૅઝેના'નો અર્થ તબેલો થઇ શકે નહીં. પેહેલવીમાં પણ 'વર્ઝ-ઐત' અને નેર્યોસંઘમાં विधीयते મળે છે.

શોઈના ( કલામોથી કેળવાઈને ) તમારી ( અમારે માટેની ) મેહેરબાની ભરી સંભાલમાં વધારો કરે છે.[1]

૧૫. બખ્શીસ, ( ઓ મઝ્દ ! મને તે માર્ગ અને તેનો બદલો બતાવો ); મને ઉત્તમ ( સચ્ચાઈઓ ) કહો; ઉત્તમ સુખનો અને ઉત્તમ કામો તથા ( તમારી ) સ્તુતી કરનારે ( કરવા જોઈતા ) એકરારની[2] બંદગી ( અમારી અંદરના ) તારા ભલાં મન તથા અશોઈની મારફતે, ઓ અહુર ! મારી આગળ પ્રગટ કર. અને ( દુનિયા સંપૂર્ણ હાલતમાં આવે ત્યાં સુધી ) તમારી પાદશાહી સત્તા અને મેહેરબાનીથી જીંદગીની બખ્શીસ વૃદ્ધી કરો.[3]

---

૧. પેહેલવીમાં ' ફ્રાઝ યેહબૂદ ' મળે છે.

આખા ફકરાનો નેર્યોસંઘનો તરજુમો નીચે પ્રમાણે છેઃ—
स प्रनो, महाज्ञानिन् ! कामे।' स्माकं यत् तनुमते जीरमते दोयने [ भाचार्याय ], उत्तमेन कर्मने मनसा [ क्षत्रियाय ], यश्च गता आचारयित्रे अजिनाम्न्या, [ कुटुम्बने, ] ये। युष्माकं सुनिर्वाणज्ञानतया, स्वामिन् ! कुरुयाच, पुण्यप्रदत्तया विश्रीयते [ दानिः ].

૨. પેહેલવી તરજુમો કરનાર ઘડી ઘડી એજ અર્થ સઘળે ઠેકાણે કર્યા જતો હોવાથી હું તે સ્વીકારૂં છું. તે હંમેશ ' અવામ્ યેહબૂનેદ્ ' અથવા તેને મળતા શબ્દો વાપરે છે.

૩. યાને દુનિયાને કાંઈ પણ ખામી વિનાની પરહેજગાર હાલતમાં લાવી મેલો.

પેહેલવી તરજુમો આ પ્રમાણે મળે છેઃ—' પવન ઓ લેકુમ ખૂદાયીહ્—અઉહરમજદ ! ફ્રપર્કોડ પવન્ કામકો આબ્કારકો દેન્ અહ્વાનો યેહબૂની—ઓત '.

નેર્યોસંઘનો તરજુમો નીચે પ્રમાણે છેઃ—युष्माकं राज्येन, ! स्वामिन् ! अक्षयत्वम् स्वेच्छया परिस्फुटं दास्यते भुवने.

